# ઉપહાર

કર્યાં ત્હારી સાથે, પ્રિયતમ સખે, સૌખ્યભવનાં
પ્રવાસો જે જોતાં વિકસિતપણે શૈલશિખરે;
અને કુંજે કુંજે અવગણ કરતો ઘાસ પરના
મયૂરોની કેકા ધ્વનિત ધરતી જ્યાં ગગનમાં,
તરંગોનાં સ્વપ્નસ્મિત સરિતમાં જ્યાં વિલસતાં
વિલોકીને બેયે વિમલ કુસુમો તો ગણ્યાં, જે
સ્મરી આવ્યો તે તો રસિક રમણીના ઉર પરે,
અને ત્યાં પાસેના તરુવર રચ્યા ઉત્સુક બની
ફરી સ્થાને સ્થાને કુદરત બધીને અનુભવી
કર્યા ઉદ્‌ગારો: તે બહુ બહુ સ્થળોમાં વહી ગયા;
અને થોડા ભાગો ગહન મહિં તો યે રહી ગયા,
કલાપીની વાણીમાં ઉદિત રચનાને અહિં લહું,
અને ત્હેને આણું તરલ દિલ ત્હારા શરણમાં
ગણે તો સ્વીકારે, ગત સમય કે રસ સ્મરણમાં.

कान्त.

## ઉપહાર

ફર્યો તારી સાથે, પ્રિયતમ સખે* ! સૌમ્ય વચનાં
સ્હવારોને જોતો વિકસિત થતાં શૈલશિખરે;
અને કુંજે કુંજે શ્રવણ કરતો ઘાસ પરના
મયૂરોની કેકા ધ્વનિત ધસતી જ્યાં ગગનમાં !

તરંગોનાં સ્વપ્નસ્મિત સરિતમાં જ્યાં વિલસતાં
વિલોકીને વેર્યો વિમલ કુસુમોનો ગણ, અને
સરી ચાલ્યો તે તો રસિક રમણીના ઉર પરે,
અને ત્યાં પાસેનાં તરુવર રહ્યાં ઉત્સુક બની !

ઠરી સ્થાને સ્થાને, કુદરત બધીને અનુભવી,
કર્યા ઉદ્‌ગારો, તે બહુ બહુ હવામાં વહી ગયા;
સખે ! થોડા ખીણો ગહન મહિં તોયે રહી ગયા,
કલાથી વીણામાં ત્રુટિત સરખા તે અહિં ભરૂં.

અને તેને આજે તરલ ધરૂં તારા ચરણમાં,
ગમે તો સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં !

* આ સંબોધન પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને છે.

# ઈશ્વરસ્તુતિ

ઉત્પત્તિ, સ્થિતિ, વિશ્વ આ સકલની છે સર્વ જે તાતથી,
ઉદ્ધારાર્થ મનુષ્યના અવતરે જે માનવી માતથી,
જે ધાતા જગનો, પવિત્ર, પ્રભુ, જે ત્રાતા સ્વયં નન્દન,
તે શ્રી સાંબ દયાળુ શંકર પિતા! સ્વીકારજો વંદન!

# મારી કીસ્તી

નવ સુઝે ઉપાય કૈં : ડોલાય મારી કીસ્તી !
આવા તોફાનમાં જરૂર, ડુબશે મારી કીસ્તી !

ભવસમુદ્ર છે સખત :
બચે જો હો લખ્યું લખત :
સહસા તોયે આ વખત, ઝૂકાવી છે મેં કીસ્તી !

અજાણ્યો છું જો કે, અગર
નથી દીઠું બીજું નગર :
વિચાર કૈં કર્યાં વગર, ઝૂકાવી છે મેં કીસ્તી !

અન્ય દશા જોઈ રડત :
ધીમે ધીમે ગતિ કરત :
પણ અરે ! આ તો તરત, ઝૂકાવી છે મેં કીસ્તી !

દેખી નહીં શકું ચંદર :
કેમ દેખું ત્યારે બંદર :
મોજાં તોફાનીની અંદર, ઝૂકાવી છે મેં કીસ્તી !

સફરનો હતો ચરસ :
ગણતો'તો ઘણી સરસ :
દિસે ઘણાં થયાં વરસ ! ઝૂકાવી છે મેં કીસ્તી !

નવ સુઝે ઉપાય કૈં : ડોલાય મારી કીસ્તી !
આવા તોફાનમાં જરૂર, ડુબશે મારી કીસ્તી !

tragic vein of Kant

# મૃગતૃષ્ણા

Scenic

જાણી મધ્યાહ્નની વેળા સ્વસ્થાને સહુ જાય છે:
અરેરે! કોણ બાલા આ દોડી શ્રમિત થાય છે?

આકાશમાં રવિ અતિશય ઉગ્ર થાય,
વાયુ પ્રચંડ અતિ આકર આમ વાય;
એવે સમે અરર! આ હરિણી બિચારી,
દોડે તૃષા થકી જણાય ગયેલ હારી!

કરે વ્યાકુલ દોડીને, સુકુમાર શરીરને;
પ્રયાસ કરીને શોધે, અરેરે! હાય! નીરને!

ન્હાની હજી, નથી અનુભવ કાંઈ એને:
પૂછે, કહો, જલ હશે કયહિં, એમ કેને?
આભાસ જોઈ સઘળા સ્થળમાં ભમે છે,
અત્યંત ઉષ્ણ રવિ આતપને ખમે છે!

ધારાગૃહ વિષે બેસી મનુષ્યો હાલ ન્હાય છે
એ સમે, હાય! નિર્દોષ બાલા આ આમ ધાય છે

આંખો અતિશય પ્રયાસથી લાલ થાય,
ને સ્વેદબિંદુ વપુનાં જલદી સુકાય;
ચાલે નહીં ચરણ, ઠોકર ખૂબ ખાય,
શુદ્ધિ રહે નહિ જ, મૂર્છિત થાય, હાય!

હાશ ! આ ગમથી આવ્યું, સૂર્ય આગળ વાદળું;
છાંયો થયો જરા તેથી, અને શાંત થયું ગળું !

નીચે પડી નયન તોય જરા ઉઘાડે,
દેખી જલાશય વળી વપુને ઉપાડે;
અત્યંત દુઃખ પણ એ તનમાં સહે છે,
સંકલ્પ ત્યાં ગમનનો મનમાં લહે છે.

અરે ! એ મૃગતૃષ્ણા છે : બાલે ! કાં ભૂલ ખાય છે ?
અનુભવ વિના તારો શ્રમ સૌ વ્યર્થ જાય છે.

✓ રે શું વિધિ કદરહીન હશે બહુ જ,
નિર્દોષતા તણી નહીં કંઇ હોય બૂજ ?
આકાશમાં કયમ ચડી નહિ મેઘ આવે,
આ નિષ્કલંક પશુને દુઃખથી મુકાવે ?

દિસે છે ક્રૂરતા કેવી કર્તાની કરણી મહીં !
ત્રાતા જો હોય, તો આની કેમ સંભાળ લે નહીં ?

રે ! આ સમે જલ મહીં રમતો કરે છે,
સાથે રહી રસિક દંપતીઓ તરે છે;
વાળા તણી અતિ મનોહર ગંધ વ્યાપે,
ઉદ્વિગ્ન કેમ નરનારી જણાય તાપે ?

અરે ! આ કોમલાંગીએ કેવાં પાપ કર્યાં હશે !
કર્યાં હોય, તથાપિ આ ક્રૂર શિક્ષાથી શું થશે ?

The Intellectual Soul.

થોડો રહ્યો વખત ઝિંદગીનો, અરે રે !
માતાપિતા સ્મરણ આર્ત્ત દિલે કરે રે !
હા દૈવ ! આંખ પણ બંધ જરાક થાય,
ને પ્રાણ છેવટ તમામ વિદાય થાય !

નથી ઇશ્વર દુઃખીનો : થયું જે જે હતું થવું :
દુનિયામાં હવે શાને, અરેરે ! હાય ! જીવવું ?

અરે, અરેરે, અરરર, હાય, રે, હા દૈવ, વગેરે શબ્દો
ખૂબખૂબ આવે છે તે લક્ષમાં રાખવું ઘટે.
કવિનાં કોમળ હૃદયની મૃદુ લાગણીઓ [illegible]
મૃગજળને ખાતર ઘવાય છે, પણ આવા અતિ
વિલાપ શબ્દોદ્વારા એમની કરુણતા વ્યક્ત કરવા મથે
છે. અલબત્ત આવા શબ્દોનું બાહુલ્ય એમની
ઘડાતી કલાની અપરિપક્વતા તરફ આંગળી ચીંધે છે-
તો ખરીજ.
આ Sentimentalism આગળ જતાં ઘેરા
ગાઢ કરુણમાં પરિણમે છે.

## રમા

વ્યોમથી જલની ધારા જોરમાં પડતી હતી ;
ઢળી પલંગને પાયે સુંદરી રડતી હતી !

ન્હાના સાદા શયનગૃહમાં સ્વચ્છ દીવો બળે છે,
વિદ્યુદ્વલ્લિ પ્રબલ ચમકી જ્યોતિ સાથે મળે છે;
સાહિત્યો કૈં બહુ નહિ દિસે, એક પર્યંક માત્ર,
થોડાં ઝીણાં રજનીવસનો, પાસમાં વારિપાત્ર.

આષાઢી કૃષ્ણ રાત્રિના બાર વાગી ગયા હતા ;
પતિની રાહ જોવામાં બે કલાક થયા હતા !

વારે વારે પ્રથમ દિવસો લગ્નના યાદ લાવે,
સાથે સાથે અનુભવ તણું ધ્યાનમાં ચિત્ર આવે;
બાલાથી એ સહન ન થયું, આર્દ્ર હૈયું ભરાયું,
મૂંઝાવાથી કરુણ સ્વરમાં ગીત એકાદ ગાયું.

પતિનું ભવભૂતિનું ત્યાં ભાષાંતર સાંભર્યું ;
પોતાને યોગ્ય શોધીને અશ્રુ સાથે શરૂ કર્યું:—

"છત્ર જેવા બેઠા હતા પિતાજી,
"લગ્નગ્રંથિ અભિનવ રસાલ તાજી;
"જનેતાઓ રહેતાં સચિંત જ્યારે,
"તે અમારા દિવસો વહી ગયા રે !"

જીવત્સુ તાતપાદેષુ નવે દારપરિગ્રહે ।
માતૃભિશ્ચિન્ત્યમાનાનાં તે હિ નો દિવસા ગતાઃ ॥

ફેરવી, પલટાવીને વનિતા રડતી હતી;
બારીએ જલની ધારા જોરમાં પડતી હતી!

થોડી વારે ત્વરાથી પરિચિત ચરણો સીડીએ સંભળાય,
"આવ્યા છે, હાશ!" એવાં વચન ઉચરતી દાદરા પાસ ધાય;
માની, પ્રેમી, પ્રમાદી, અનિયમિત પતિ વાંકને કેમ જાણે?
પોતાની ન્યૂનતા છે પ્રણય મહિં, કદી એમ ચિત્તે ન આણે!

"બહુ વાર થઇ!" એવું કહી માત્ર રહી ગયો;
રમાહૃદયનો બંધ, હાય! તેથી વહી ગયો!

વદનકમલ મ્લાનતા ધરે છે,
ઝળઝળિયાં નયનો જરા ભરે છે;
પતિ પણ નિરખી હવે રહે છે,
હૃદય દબાવી પછી પ્રિયા કહે છે:-

"નજર નાથ! તમે કરતા નથી,
પ્રબલ ખેદ થતો હરતા નથી;
નહિ જરા દરકાર દિસે, અહો!
અરર! વાંક થયો મુજ! શું, કહો!

"આષાઢી કૃષ્ણ રાત્રિના બાર સુદ્ધાં થઇ ગયા;
ન આવી આપને તોયે આવવા જેટલી દયા!"

નીચું જોયું તરત પતિએ, ભૂલને સ્પષ્ટ જોઇ,
હૈયું ભીનું સદય બનતાં માનિતા સર્વ ખોઇ;
ઝાલી લે છે કર મહિં પ્રિયા, હાથમાં હાથ જોય,
"દેવી! મારી થઇ કઠિનતા: છું ક્ષમાપાત્ર તોય!"

## રમા

વ્યોમથી જલની ધારા જોરમાં પડતી હતી ;
ઢળી પલંગને પાયે સુંદરી રડતી હતી !

ન્હાના સાદા શયનગૃહમાં સ્વચ્છ દીવો બળે છે,
વિદ્યુદ્વલ્લિ પ્રબલ ચમકી જ્યોતિ સાથે મળે છે;
સાહિત્યો કૈં બહુ નહિ દિસે, એક પર્યંક માત્ર,
થોડાં ઝીણાં રજનીવસનો, પાસમાં વારિપાત્ર.

અષાઢી કૃષ્ણ રાત્રિના બાર વાગી ગયા હતા ;
પતિની રાહ જોવામાં બે કલાક થયા હતા !

વારે વારે પ્રથમ દિવસો લગ્નના યાદ લાવે,
સાથે સાથે અનુભવ તણું ધ્યાનમાં ચિત્ર આવે;
બાલાથી એ સહન ન થયું, આર્દ્ર હૈયું ભરાયું,
મૂંઝાવાથી કરુણ સ્વરમાં ગીત એકાદ ગાયું.

પતિનું ભવભૂતિનું ત્યાં ભાષાંતર સાંભર્યું ;
પોતાને યોગ્ય શોધીને અશ્રુ સાથે શરૂ કર્યું :—

" છત્ર જેવા બેઠા હતા પિતાજી ,
" લગ્નગ્રંથિ અભિનવ રસાલ તાજી ;
" જનેતાઓ રહેતાં સચિંત જ્યારે ,
" તે અમારા દિવસો વહી ગયા રે ! "

ફેરવી, પલટાવીને વનિતા રડતી હતી;
બારીએ જલની ધારા જોરમાં પડતી હતી!

થોડી વારે ત્વરાથી પરિચિત ચરણો સીડીએ સંભળાય,
"આવ્યા છે, હાશ!" એવાં વચન ઉચરતી દાદરા પાસ ધાય;
માની, પ્રેમી, પ્રમાદી, અનિયમિત પતિ વાંકને કેમ જાણે?
પોતાની ન્યૂનતા છે પ્રણય મહિં, કદી એમ ચિત્તે ન આણે!

"બહુ વાર થઇ!" એવું કહી માત્ર રહી ગયો;
રમાહૃદયનો બંધ, હાય! તેથી વહી ગયો!

વદનકમલ મ્લાનતા ધરે છે,
ઝળઝળિયાં નયનો જરા ભરે છે;
પતિ પણ નિરખી હવે રહે છે,
હૃદય દબાવી પછી પ્રિયા કહે છે:-

"નજર નાથ! તમે કરતા નથી,
પ્રબલ ખેદ થતો હરતા નથી;
નહિ જરા દરકાર દિસે, અહો!
અરર! વાંક થયો મુજ! શું, કહો!

"આષાઢી કૃષ્ણ રાત્રિના બાર સુદ્ધાં થઇ ગયા;
ન આવી આપને તોયે આવવા જેટલી દયા!"

નીચું જોયું તરત પતિએ, ભૂલને સ્પષ્ટ જોઇ,
હૈયું ભીનું સદય બનતાં માનિતા સર્વ ખોઇ;
ચાલી લે છે કર મહિં પ્રિયા, હાથમાં હાથ જોય,
"દેવી! મારી થઇ કઠિનતા: છું ક્ષમાપાત્ર તોય!"

"નથી, નાથ! તમારો કૈં, વાંક મારો જ છે સહુ;
ક્ષમા હુકમથી આગો, દીનતા ન કરો બહુ!

"મારા મહીં જ નથી માલ ખરૂં કહું છું,
મિથ્યાભિમાની મન નાહક હું રહું છું;
રે! આપને સુખ જરાય કરી શકું જો,
શાને રહો અવર પાસ કદી તમે તો?

રથોદ્ધતા: "લગ્નના દિવસમાં નવી હતી,
ઠીક તેથી રમણીય લાગતી;
આપ તોપણ હતા જ તે રહ્યા; ||
મારા ગુણ બધા ગયા વહ્યા!

"પ્રેમ છે, એટલા માટે પ્રેમ માગી શકું નહીં;
ક્ષમા, નાથ! નહીં એ મેં જાણેલું મનની મહીં!"

* * * * *

ત્યાં તો શાથી કંઇ થઇ ગઈ બોલતી બંધ જાયા,
શબ્દો બોલ્યો પતિ પણ, અરે! તે નહીં સંભળાયા;
કાંકે જોતાં ઝટ થઇ ગયું મેઘનું ખૂબ જોર,
વ્યાપ્યું આખા નગરની મહીં તુર્ત અંધારૂં ઘોર!

રહી જરા જરા વ્યોમે ચમકારી થતી હતી;
સુવાડી સર્વને રાત્રિ એ પ્રમાણે જતી હતી!'

# કલ્પના અને કસ્તૂરીમૃગ

" સુરસદન તણી જે વાડીઓમાં રમે છે,
હૃદય થકી નિહાળી આપને જે નમે છે,
પ્રમદવન તણો એ અપ્સરાનોજ સાથ,
નમન સહ મને આ મોકલે, પ્રાણનાથ !"

આવ્યો હતો પરસ યોગ થકી પ્રસંગ,
જામ્યો હતો સકલ વૃત્તિની માંહિ રંગ;
શબ્દો પડ્યા ઉપર અમૃતધાર જેવા,
તાજા થયા હૃદય સાથ તરંગ તેવા !

માથું ઊંચું કરી નયનને સ્વલ્પ ઊંચું કરૂં છું,
જોવા જેવું નિરખી મનને હું સુધાથી ભરૂં છું;
અંગે અંગે ખૂબી નિરખીને આંખ તો જાય ચોટી,
સાચું માને નહિ હૃદયની વાત દેખાય ખોટી !

એક અદ્‌ભુત વસ્ત્રોમાં અપ્સરા નજરે પડે;
વૃત્તિઓ થાય છે મૂઢ મુગ્ધાની મોહની વડે.

અધર મધુર તેનો જોઉં પામે વિકાસ,
વિવિધ કુસુમની ત્યાં નીકળે છે સુવાસ;
મુજ નયનની સાથે યોગ્ય જોડું રચાય,
ખબર નહિ પડે, ને કીકીઓથી નચાય !

હૈયાંના હોજમાંથી આ શું પાણી છલકાય છે ?
પ્રેમ છે, એ નહીં બીજું, પ્રતીતિ એમ થાય છે.

બોલે પછી પ્રણયથી ન્હવરાવતી એ :
વાણી સુધારસ બધે છવરાવતી એ :
" જાણ્યું હશે, હૃદય એમ મને કહે છે :
કે આપની ઇતર લોક વિષે રહે છે.

" કવિતા દેવીની તેથી અમે દાસી જ આપની :
દેખીએ દિવ્ય ચક્ષુથી બિના આપ પ્રતાપની.

" આવો નહીં વિપદ આપ સમી જરાય :
રાજી રહો અમર એ કવિતા સદાય :
જેની કૃપા થકી થયો સુરલોક વાસ :
સાહિત્ય જ્યાં સુખદ કોટિ જણાય પાસ !

રચના દુનિયાની હું દેખાડું સરદારને :
પાંખ ઉપર બેસીને જુઓ દેશ હજારને ! "

આહા ! એવું વચન વદતાં અન્ય દેખાવ થાય :
પાસે ઊંચો ગિરિવર બને, શ્વેત શોભા જણાય :
ધોળાં ધોળાં ઝરણ ટપકે, વાદળાંઓ ઘસાય :
આજુબાજુ ગહન વન આ એક ઊભું જ થાય.

રહો, એ કંઈ જોવાનું દિસે છે આ દિશા મહીં :
આવે છે કોઈ પ્રાણી એ : મને સંશય છે નહીં !

છે મંદ મંદ ગતિ આજ પ્રદેશ સામી :
આંખો થકી કહી શકાય અપૂર્વ કામી :
કસ્તૂરિકા મૃગ સમાન વપુ જણાય :
દેખાવને નિરખતાં મન ત્યાં તણાય.

રસહીનને [illegible] જ્ઞાન: [illegible]
[illegible] – [illegible] પ્રેમ [illegible] દોરી જાય છે.



જાણે કોઇ શર શિર વિષે તીક્ષ્ણ વાગેલ હોય,
ટોળું છોડી પરમ દુખથી જેમ ભાગેલ હોય,
તેવી રીતે ઘડી ઘડી પછી એ અગાડી ધસે છે,
વૃત્તિની કૈં ખબર ન પડે, એ પ્રમાણે હસે છે!

અચાનક મને એવું અનુમાન થઇ ગયું:
વાદ્ય અદ્ભુત અસ્પષ્ટ સંભળાય અહીં કયું?

ઊંચે બધાં શિખર શ્વેત થયાં જણાય,
નીચે નદી ગહનમાં તરુઓ તણાય;
વચ્ચે જગા વિકટ ઉપર એક ચાલે,
ગારુડી કોઇ નજરેથી ગુફા નિહાલે.

અસામાન્ય છટાથી એ બજાવે હાય બીનને!
ચાલે છે ચિત્તના તંતુ જ્ઞાન ક્યાં રસહીનને?
દેખે છે કાલને સામે તોય પાછો નહીં વળે:
જવાની તો કહો, કેમ આશા સંગીતની મળે?
એ ઇંદ્રિય વિનાશ નહીં જાય, તો પછી?

અશ્રુ પડે નયનથી, બહુ ખિન્ન લાગે:
છે મૃત્યુની ખબર, તોપણ બદ્ધ રાગે:
કેદી સમાન હળવે ડગલાં ભરે છે,
અત્યંત હર્ષ સહ ચિહ્ન બધાં કરે છે.

આવે ચાંડાલની પાસે, સુણે એકાગ્ર ચિત્તથી;
લુબ્ધ લુબ્ધકનું ચિત્ત થાય કસ્તૂરિવિત્તથી!

ધીમો તેથી કંઇ પડી ગયો બીનનો એહ નાદ:
રે! રે! કેવો શબરપતિ આ થાય તારો પ્રમાદ!

૫. Botany.
"સંગીતલુબ્ધક, સુખદ તારું ગાન નથી ઉતરાવતું,"
સંગીત સારાવારમાં ન્હાતાં ઝરણાં પણ ક્લિષ્ટ છે."

ઝાંખુ તેથી મુખ થઇ ગયું એમ જોતાં જણાય,
ધીમા તોયે સ્વર સમઝવા નાડીઓ ક્રુદ્ધ થાય!

કહે કરુણ ચીસોમાં: "અરે રે! આમ શું કરે?
પ્રાણ દાન કરૂં તોયે તૃષ્ણા અત્યંત શું ધરે?"

અરે! ખૂની સામે મૃગવર બિચારો ટળવળે,
તથાપિ પારાધિ હૃદય તણી પીડા કયમ કળે?
કરે તૈયારી એ શર તણી, ફરે ચિત્ત સુજનું,
ખરે! પાપી પ્રાણી! નિધન કરૂં હું દુષ્ટ તુજનું!

આપે છે શસ્ત્ર તેજસ્વી સખી એ અપ્સરા મને
દોડું ચાંડાલની સામે રાખીને ખડ્ગને કને.

મારૂં જઈ શિર પરે તરવાર એને:
નીચે પડે, અરર બીન! બચાવું કેને:
તે જોઈને જ મૃગ મૂર્છિત થાય, હાય!
આવું થતું નિરખતાં જ મિજાઝ જાય!

સજા ... જગતની રચના ... દૈવ ...

"અપ્સરા, અહીં ક્યાંથી લાવી?" કહી હું ક્રુદ્ધ થાઉં છું:
કલ્પના જાય છે ઊડી, એકલો રહી જાઉં છું!

કવિ કલ્પના કરે છે ત્યાં પણ જગતની ગૂઢ પ્રવર્તમાન
વિષમતાનો જ તેને પ્રતીતિ થાય છે. કવિની music
of tragic muse વાગે છે. કવિની વીણાનો
રવ કરુણના પ્રલંબ દર્દીલા સૂર રેલાવી
રહે છે.

# અતિ જ્ઞાન

ઉદ્ગ્રીવ દૃષ્ટિ કરતાં નભ શૂન્ય ભાસે,
ઝાંખી દિશા પણ જણાય, અનિષ્ટ પાસે;
જામી ગઈ તરત ઘોર, કરાલ રાત,
લાગી બધે પ્રસરવા પુર માંહિ વાત.

ઈંદ્રપ્રસ્થજનો આજે વિચાર કરતા હતા;
એક બાબતને માટે શંકા સૌ ધરતા હતા.

દુર્યોધન પ્રેષિત દૂત એક,
દેખાવમાં ઘાતક દુષ્ટ છેક,
જતો હતો અંધ થતી નિશામાં,
સુગુપ્ત રાજગૃહની દિશામાં !

શાને આવ્યો હશે, તેની કલ્પનાઓ ચલાવતા;
ભય સંદેહ દર્શાવી, શિર કોઈ હલાવતા !

નિગૂઢ શંકા પુરવાસીઓની આ,
જરાય નિષ્કારણ તો નહોતી હા !
કરેલ આમંત્રણ ધર્મરાજને,
રમાડવા દ્યૂત અનિષ્ટભાજને.

હા કહીને રજા આપી યશસ્વી જ્યેષ્ઠ પાંડવે;
બોલાવ્યા ત્રણ બંધુને મળવાને પછી હવે.

શિશુ સમાન ગણી સહદેવને,
ખબર આ કંઇએ ન કર્યા હતા;
અવર સર્વ ગયા નૃપની કને,
પરમ દુ:ખિત અંતરમાં થતા!

કનિષ્ઠ દ્રૌપદી સાથે પોતાનાં વાસમાં હતો:
સતી ખેદ હતી જોતી વદને વધતો જતો!

ત્રિકાલનું જ્ઞાન હતું કુમારને,
નજીક આંખે નિરખે થનારને:
સ્વપક્ષનો દ્યૂત વિષે પરાજય,
વળી દિસે દ્રૌપદીમાનનો ક્ષય!

જાણે બધું, તથાપિ કૈં કહેવાની રજા નહીં;
શમાવી ન શકે તેથી સૂંઝાય મનની મહીં:—

નહીં શકું હાય! બચાવી કોઇને,
અશક્ત જેવો રહું બેસી રોઇને;
ખરે! દિસે દુ:ખદ શાપ આ મને,
નિહાળું છું ભૂત ભવિષ્ય જે કને!

"હા ધિક્! હા ધિક્! કૃતઘ્ની હું આમ મૌન ધરી રહું:
આવતું વાદળું દેખી સુખથી ન કશું કહું!"

વિચારતાં નેત્ર જલે ભરાય છે,
શરીરનું ચેતન ત્યાં હરાય છે;
લઇ જઇને પ્રિય વક્ષની સમી,
ગ્રહી કરે મસ્તકથી રહ્યો નમી!

રહી જરા ફરી પાછો છૂટો થાય શરીરથી :
"પ્રિયે! સ્પર્શ કરૂં શું હું ? અધિકાર જરા નથી!

"કરાય શું નિષ્ફલ જ્ઞાન સર્વ આ,
થનાર ચીજો નવ થાય અન્યથા :
સદૈવ ચિંતા દિલમાં વહ્યા કરૂં,
અનેક હું એકલડો સહ્યા કરૂં !

"રજની મહિં, સખી, ઘણીક વેળા,
નયન મળે નહિ ઊંઘ જાય ચાલી;
કરી તુજ શિરકેશ સર્વ ભેળા,
વદન સુધાકરને રહું નિહાળી !"

આવું કહ્યું, ત્યાં શિર શૂળ ચાલ્યું,
રહ્યું નહીં મસ્તક મત્ત ઝાલ્યું;
મારી કુમારે અતિ આર્ત્ત હાય,
કહ્યું, "હવે એક જ છે ઉપાય !"

ચાલી જરા ને ગ્રહી એક સીસી,
પ્યાલી ભરી દંતથી ઓષ્ઠ પીસી:
ખાલી કરી કંઠ વિષે ત્વરાથી;
ગયો બધો એ બદલાઈ આથી !

સતી બેભાન શય્યામાં ગંધથી જ પડી ગઈ;
સૂતો જ્યોતિષી પ્યાલીને છાતી સાથે જડી દઈ !

# સ્નેહશંકા

વનોનાં વૃક્ષોને તરુણ વયમાં છેદ કરતાં,
જશે તે રૂઝાઇ, ત્વચ નવ ફરી વાર ધરતાં;
જનોમાંએ તેવા જડ હૃદયમાં તેમ બનતું,
થતાં થોડી વેળા, ક્ષતરહિત પાછું થઈ જતું !

મને બીજાઓનાં નથી વચનની લેશ પરવા,
સદા ચિંતા જેવી અભિમુખ રહું વૃત્તિ હરવા;
વહું સ્વેચ્છાચારે જગત ભણી દૃષ્ટિ જ ન લહું,
બધે એવો તોયે પ્રિયજન સમીપે શિશુ રહું !

નહીં તેના શબ્દો કઠિન કહિયે થાય સહન,
જરા તેને શંકા મન મહિં કરે દુઃખ ગહન;
વિપત્તિમાં ક્યારે પણ નયન જે કૈં ન ડરતાં,
કહે થોડું તે, ત્યાં તરત જલ એ પૂર્ણ ભરતાં.

જનેતા ! ને ભ્રાતા ! પ્રિયતમ સખા ! ને પ્રિયતમા !
જણાવું છું, મારે તમ વગર કોની નથી તમા;
નહીં લેખું કાંઈ સકરુણ રહો સ્વલ્પ પણ જો,
તમારી પાસે તો કુસુમ સરખો કાંત ગણજો !

# રાજહંસને સંબોધન

બહુ દિવસથી સ્વેચ્છાએ તેં પ્રવાસ શરૂ કર્યો,
સર સરિત કૈં જોતાં જોતાં અનેક જગે ફર્યો;
હજી પણ, સખે! પાસે આવ્યું ન માનસ તો દિસે,
વિરતિ કરી લે માટે આજે હવે સ્થલ આ વિષે!

વિકટ વનથી થાકી દૃષ્ટિ જરા અહિંયાં ઠરે,
અનિલ લહરી આવી પાસે તનુશ્રમને હરે;
મૃદુ રવ વળી ધીમે ધીમે વહી ઝરણાં કરે,
સકલ રચના મેળે મેળે પ્રસન્ન તને કરે!

અનુભવ નથી રસ્તાનો કૈં હવે પછીના તણો,
શ્રમ પણ, સખે! આગે જાતાં કદાચ પડે ઘણો;
ત્વરિત ન થતાં માટે આંહીં જરા ઠરવું ઘટે,
મધુર જલમાં ચિંતા છોડી જરા તરવું ઘટે!

કમલવન છે ક્રીડા માટે સમીપ મનોહર,
કુસુમિત લતાઓમાં પેસી પરાગ બધે ભર;
ક્ષણ સુખ તણી આવી પાછી કદાચ મળે નહીં,
અવર વિસરી એકત્વે થા તું સાંપ્રતની મહીં!

વસંત વિજય

" નહીં નાથ ! નહીં નાથ ! ન જાણો કે સ્હવાર છે !
આ બધું ઘોર અંધારૂં હજી તો બહુ વાર છે."

હજારો વર્ષો એ વચન નિકળ્યાને વહી ગયાં,
ખરે ! વક્તા શ્રોતા નથી તદપિ એ વિસ્મૃત થયાં;
સહુ માદ્રી પાંડુ તરત જ પિછાને ઉચરતાં,
વટી જોકે વેળા નિરવધિ શતશૃંગ ફરતાં.

ગિરિના પ્રાંતમાં કોઇ બાંધી પર્ણકુટી દ્વય,
બંને રાણી તથા રાજા કરતાં કાલ ત્યાં ક્ષય.

નિદ્રા પ્રશાંત જરિયે ન હતી થયેલી,
(૧) દુઃસ્વપ્ન દર્શન મહીં જ નિશા ગયેલી;
" ખુલ્લા પ્રદેશ પર જૈ ફરૂં થોડી વાર,"
ઊઠયો નરેંદ્ર મનમાં કરી એ વિચાર.

ધીમે શયનને છોડી જરા એ બ્હાર જાય જયાં,
" નહીં નાથ ! નહીં નાથ !" શબ્દો એ સંભળાય ત્યાં.

" પ્રિયે માદ્રી ! શું છે ? નથી નથી જતો સ્નાન કરવા,
વહી નિદ્રા, માટે અહિં તહિં જરા જાઉં ફરવા;
મટયું આ અંધારું તરત, નથી રાત્રિ પણ બહુ,
હંમેશાંને સ્થાને પછી કરીશ હું આહ્નિક સહુ."

ન જવાનું કહી દેવી નિદ્રાવશ થઇ હતી;
જાગર્તિ ક્ષણ રોકાઇ ફરી પાછી ગઈ હતી !

" સારૂં થયું પ્રિય સખી થઈ છે પ્રસુપ્ત,
સાચી બિના નહિ જ રાખી શકાત ગુપ્ત; "
સંતોષથી નૃપતિ થાય હવે વિદાય,
છે અંધકાર, પણ ભૂલ જરા ન ખાય.

કંસારી તમરાંઓના અવાજો આવતા હતા:
સ્થલ કાલ છતાં શાંત બંનેને ભાવતા હતા !

વહે થંડો વાયુ કરી દઈ બધે શાંતિ વનમાં,
ઘણા થોડા આજે ઉડુગણ પ્રકાશે ગગનમાં;
હજી એકે પ્રાણી ગિરિ મહિં નહીં જાગ્રત દિસે,
વધે અંધારામાં નરવર અગાડી વન વિષે.

ત્યાં જવું હતું તે આવ્યું સર સુંદર પાસનું;
આપ્યું હતું પુરા જેને નામ "માદ્રી વિલાસ"નું.

ઝાંખી ભરેલ જલની સ્થિરતા જણાય,
જોતાં જ તર્ક નૃપના કયહિંએ તણાય;
બેસે શિલા ઉપર ચાલી સચિંત રાય,
ઊંડા વિચાર મહિં છેવટ મગ્ન થાય.

૧ અનિદ્રા શ્રમથી તેનો ધૈર્યભ્રંશ થયો હતો;
૨ પૂર્વનાં સ્મરણો માંહીં ઘણો કાલ ગયો હતો.

થવા માંડચાં ત્યાં તો રવિઉદયનાં ચિહ્ન સઘળે,
ઉઠેલી સૃષ્ટિના વિષમ સ્વર સાથે સહુ ભળે;
જવા માંડ્યું સર્વે સ્થલમહિંથી અંધારૂં ઝટ જ્યાં,
પુરાયો પ્રાચીમાં નવલ સરખો રંગ પણ ત્યાં !

કોલાહલ થવા લાગ્યો અરુણોદયથી બધે;
પૂર્વની રક્તિમા સાથે સહુ આક્ષોભ એ વધે !

વૃક્ષો અદૃશ્ય સઘળાં નજરે પડે છે:
ધોળાં અનેક ગમથી ઝરણાં દડે છે:
એ દેશ ચક્ષુ તજી ઉપર જ્યાં ચડે છે,
ઊંચાં પ્રચંડ શિખરો નભને અડે છે.

"અરે ! શું આટલો કાલ નિષ્કારણ વહી ગયો !'
સદ્ય એવું કહી રાજા સ્વસ્થાનેથી ઉભો થયો.

ઉઠી જોતાં શોભા બહુજ બદલાયેલ નિરખી :
ડગ્યું પાછું ધૈર્ય, સ્મરણ મહિં આવી પ્રિયસખી :
"નિહાળું છું શું હું મનહર વસંતપ્રસરને !
અરેરે શેની શી અનુભવ કરૂં છું અસર એ !"

સૃષ્ટિસૌંદર્યને જોતાં કૈં રોમાંચ થયું હતું;
ઘણા દિવસનું પેલું યોગાંધત્વ ગયું હતું;

ઉડે, દોડે, એવી જલચર કરે ગમ્મત ઘણી,
નિહાળી તે, જોયું વળી પછી જરા પર્વત ભણી :

Conflict સંઘર્ષ. ગમી ના એ વૃત્તિ, હૃદયરસથી સંયમ ચડયો,
"થઈ ન્હાવાવેળા," નૃપતિ કહી એવું મહિં પડયો.

સ્નાનથી થઇને શાંત પડયો એ નિત્યકર્મમાં;
જતાં રાગ બની વૃત્તિ પાછી તદ્રૂપ ધર્મમાં.

પૂરૂં કરી તરત તે સ્થલને તજે છે,
ઇચ્છા વિરુદ્ધ દૃઢ આગ્રહને સજે છે:
"શાને થવું પતિત આશ્રમધર્મનાથી
સૌંદર્ય શું? જગત શું? તપ એજ સાથી."

જઈ આશ્રમમાં લે છે નિત્ય માફક ભોજન;
ઇચ્છે પછી જરા નિદ્રા પૂર્ણ વીસરવા વન. સંક્ષેપ.

ઉઠયો થોડી વારે નૃપતિ જ્યમ નિદ્રા કંઇ લઇ,
મનોવૃત્તિ તેવી સ્થિર, વિમલ ને સાત્ત્વિક થઇ;
જઇ થોડે છેટે પછી અનુભવે શીતલ હવા,
પડે દૃષ્ટિ માટે વન તરફ લાગે નિરખવા!

અક્ષુબ્ધ હૃદયે જોઈ રચના એ ઋતુ તણી:
મળવાને પછી ચાલ્યો બીજી પર્ણકુટી ભણી.

માદ્રી જ માત્ર હતી હાજર એહ વાર,
કુંતા ગયેલ કંઇ કારણથી બહાર;
માતા સતી નકુલ ને સહદેવની એ,
હા! તાપસી નૃપની સાથ હતી બની એ.

ઝીણા વલ્કલને આજે એણે અંગે ધર્યું હતું;
નહીં લાવણ્યને ઓછું વનવાસે કર્યું હતું.

"નથી શું કુંતાજી ? નહિ અરર આંહીં રહી શકે
પ્રિયે તું એકાકી ? સ્વજન વિણ વૃત્તિ કયમ ટકે:
ખરે ત્યારે આનો અનુભવ જરા આજ કરીએ,
જરા આ પાસેના ઉપવન વિષે કાંઈ ફરીએ"

પ્રસંગ બદલાતાં એ સિદ્ધાંત વિસરી ગયો:
મટી તાપસ એ પાછો ભર્તા—સ્વામી—ખરે! થયો!

શાંતિ મહીં નહિ થયો કંઇ ફેરફાર,
તેથી જ હાલ નૃપતિ વિસર્યો સ્હવાર:
માદ્રી નહીં કરી શકી કંઇએ નકાર:
જાણેલ હોય કદિ શું વિધિના પ્રકાર?

પૂર્વાશ્રમ તણી બુદ્ધિ પાછી આવી ગઇ હતી:
ફરે સાંપ્રતને ભૂલી વનમાં સાથ દંપતી.

વહી જતાં ઝરણાં શ્રમને હરે,
નિરખતાં રચના નયનો ઠરે:
મધુર શબ્દ વિહંગ બધાં કરે,
રસિકનાં હૃદયો રસથી ભરે!

વસંતે સ્થાપેલું પ્રબલ નિજ સામ્રાજ્ય સઘળે,
નવાં રૂડાં વસ્ત્રો તરુવર ધરે છે સહુ સ્થળે;

બધી સામગ્રી એ મદનરસથી સૃષ્ટિ ભરતી,
જનોના જુસ્સાને અતિ ચપલ ઉદ્દીપ્ત કરતી.

ઉછળ્યું લોહી તેથી એ સાવધાન થયો નહીં:
સ્ત્રીસંગે નર્મગોષ્ઠીમાં વધે છે વનની મહીં.

ઉત્તુંગ નમ્ર સહકાર દિસે ઘણાય,
લાખો વળી અગુરુ ચંદન ત્યાં જણાય;
વૃક્ષો, લતા, સકલ કૈંક અપૂર્વ રંગ,
જામે ન કાં પ્રબલ મિત્ર વડે અનંગ?

ફરતાં ફરતાં આવ્યો એક માલતિમંડપ;
પ્રવેશ સતીની સાથે કરે છે તે મહીં નૃપ.

ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ ડોલતો વાયુ
ચોપાસે વલ્લિઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ :
બેસીને કોણ જાણે કયહિં પરભૃતિકા ગાન સ્વર્ગીય :
ગાળી નાંખે હલાવી રસિક હૃદયને, વૃત્તિથી દાબ

" સાંભળ્યું મોહ પામીને હવે કોકિલકૂજન :
પ્રિયા પંચમ વૃષ્ટિથી ન્હાવાનું થાય છે મન."

જરા શંકા પામી, તદપિ નહિ કાંઇ કહી શકી,
વળી એવી ભીતિ નૃપવદન જોતાં નહિ ટકી;
નહીં રાજાજીનો હુકમ પણ પાછો કદિ ફરે,
વિચારી એ માદ્રી તરત જ જરા કૈં શરૂ કરે,

દિવ્ય રાગ શરૂ થતાં બન્યું શાંત બધું વન;
લોહચુંબકથી જાણે ખેંચાયાં સર્વનાં મન.

માધુર્ય એ ઉછળતું કયહિં ના સમાય,
હા ! કેમ આ હલક અંતરથી ખમાય;
સાથે મળ્યાં તરત દંપતી સર્વ દોડી,
ભેટી રહ્યાં સ્વર વિષે દઇ વૃત્તિ જોડી !

ઘેલી બની બધી સૃષ્ટિ રસમાં હાલ ન્હાય છેઃ
હાય ! એક જ પાંડુના હૈયામાં કૈંક થાય છે !

સંગીતામૃત વર્ષતાં પ્રથમ તો આનંદ વ્યાપી ગયો;
સાથે એક કરૂં પ્રિયાહૃદયને આવેશ એવો થયો;
ખેંચાયો પણ વેગ પૂર્ણ કરતાં, આવી સ્થિતિની સ્મૃતિ,
રાખે અંકુશ, તોય સ્પષ્ટ વપુમાં દેખાય છે વિકૃતિ.

નિહાળી નૃપને રાણી જરા ગાતાં રહી ગઇ;
હાય રે ! ઉલટી તેથી તેની શાંતિ વહી ગઇ !

" પ્રિયે ! માદ્રી ! આહા ! સહન મુજથી આ નથી થતું,
નહીં મારે જોઇયે તપફલ, ભલે એ સહુ જતું;
ચલાવી દે પાછી મધુર સ્વરની રમ્ય સરિતા,
છટાથી છોડી દે ! અરર ! કયમ રાખે નિયમિતા ! "

વૃત્તિઓ પરથી તેનો અધિકાર ગયો હતો;
અપૂર્વ ધ્વનિથી પૂરો મદોન્મત્ત થયો હતોઃ

"સખી! દેવી! વ્હાલી! સ્વરૂપ તુજ આજે બહુ દિસે,
ખરે! રંભા જેવી રસમય અહીં નંદન વિષે:"
નિહાળે વર્ષાવી પ્રણયરસ બંને નયનથી,
જરા ધાસ્તી પામે સતી પણ હવે હાય! મનથી.

ગીત પૂર્ણ થતાં રાજા જાય છે પાસ કૈં મિષે;
"ક્ષમા-પ્રાણ નહીં," બોલી; લે છે એને ભુજા વિષે!

"રે હાય! હાય! નહિ નાથ નહીં," કહીને,
છૂટી જઇ ભુજ થકી અળગી રહી તે;
હા! દીન દૃષ્ટિ કરી એ નિરખી રહે છે,
દુઃખે ભર્યાં નયનથી નૃપને કહે છે:—

"ડરૂં છું, ભય પામું છું, જોઈને આજ આપને:
અરે! કેમ વિસારો છો ઋષિના ઉગ્ર શાપને?"

બહુ બ્હીતી બ્હીતી થરથર થતી એ કરગરે,
નથી ઓછી થાતી વિકૃતિ નૃપની તોપણ, અરે!
"ઘટે છે શું દેવી! હૃદય પર આ નિર્દય થવું?
અરેરે! આ આવું પ્રબલ દુખ! મારે ક્યહિં જવું?

"પ્રિયા! પ્રિયા! પ્રિયા! તારા હાથમાં સર્વ હાય રે!
ત્વરાથી દેહ જોડી દે: આ તો નહિ ખમાય રે!

"જાણું બધું, પણ દિસે સ્થિતિ આ નવીન
મારૂં નથી બલ, બન્યો જલ બ્હાર મીન:

દેવી ! વિચાર કરવા સઘળા તજી દે :
રે હાય ! સ્પર્શસુખ, આણુસખી ! હજી દે ! ”

વિચાર કરવા જેવો હવે વખત રહ્યો નહીં;
ઝંપલાવી પડી માદ્રી નરેંદ્ર ભુજની મહીં.

નહીં ચાલે આથી ગત સમયમાં દૂર હૃદય :
પડ્યા શબ્દો છેલ્લા શ્રુતિ પર બહુ મંદ સદય.
જરા ત્રૂટ્યાં વાક્યો કંઇ કંઇ થઇને રહી ગયાં :
હજારો વર્ષો એ પછી પણ હવે તો વહી ગયાં !

## ઉપાલંભ

જોયું મેં ન મળ્યું મને નયનમાં, શબ્દો મહીંએ નહીં,
હર્ષોન્મત્ત સદૈવ છેક બનતો તે કૈંક આજે ક્યહીં;
રે પ્હેલાં ન હતી કદી અનુભવી આવી ઉદાસીનતા,
દીઠી શું ન કઠોર ! તેં કરુણ જે વ્યાપી મુખે દીનતા ?

હૈયાનું ઝરણું રસાલ સહસા ખૂટી પડ્યું શું સખે ?
પૃથ્વી કર્કશ જોઈ કાયર થતાં બીજે વળ્યું શું રખે ?
સ્વાર્થી તું ન ગણી શકાય મનથી, તો યે રહું રોષમાં,
મર્માઘાત ન શાન્ત થાય નિજને માનું બધા દોષમાં.

વર્ષોના સહવાસથી પણ અરે જાણ્યો નહીં તેં મને,
જાણે શા થકી યોગ્ય છે પ્રણયના શા તું ઉપાલંભને ?
સ્નેહી, સ્નેહ તણો અનાદર કહે શી રીતથી હું સહું ?
આલંબી ઉછરેલ કેવલ રહું શાથી નિરાધાર હું ?

જો કૈં હોય વિકાર વૃત્તિ મહીં તો છે વ્યર્થ આ બોલવું,
શાને નિર્દયની કને હૃદયને મર્માંતમાં ખોલવું ?
પ્રેમી છું નહિ, પ્રેમથી અવશ છું, સ્વાતંત્ર્ય તો કૈં નથી,
રાખી તોય શકીશ વૃત્તિ મનમાં તાટસ્થ્ય સામે મથી.

## પડેલા સ્નેહીનો પ્રત્યુત્તર

મોહ્યો હું દૃગથી, દૃગે નમન ના કીધું પછી કોઇને,
"ગાંભીર્ય, દૃઢતા, અને સરલતા" તારાં, સખે ! જોઇને;
ગર્વોન્મત્ત થયો, ખરી ફરજ મેં ભૂલ્યો, પડ્યો ગહ્વરે,
સ્નેહી માનવ ! સાથ તું પણ પડ્યો એવો જ ! શું તું કરે ?

હાવાં મેં સ્મૃતિસાગરે લહરમાં આંસુ મિલાવી, અને
હૈયાને ન્હવરાવતો, પણ સખે ! ના એ પુરાણું બને:
છે તારૂં જ તથાપિ: નિર્મલ નહીં, તોયે ખરૂં રાખતું
વાત્સલ્ય પ્રતિબિંબ આત્મગહ્વને રે'શે હમેશાં છતું !

# ચક્રવાક મિથુન

પ્રસરી રહી ચોપાસ શાખાઓ શૈલરાજની :
ન જણાય, જશે કેવી સંધ્યા એ મધ્ય આજની !

સરિતનાં જલ કૃષ્ણ જરા થયાં,
કિરણ સૂર્ય તણાં શિખરે ગયાં;
સભય નાથ પ્રિયા હૃદયે ધરે,
વિરહ સંભવ આકુલતા કરે !

ઝાંખાં ભૂરાં ગિરિ ઉપરનાં એકથી એક શૃંગ;
વર્ષાકાલે જલધિજલના હોય જાણે તરંગ !
પાસે સામે તમ પ્રસરતાં એક ઉદ્ગ્રીવ જોય,
ભીરુ શ્યામા પણ નયનમાં આવતું અશ્રુ લ્હોય.

વિહગયુગ્મ કિશોર રસજ્ઞ એ,
રસ મહીં જ પરસ્પર મગ્ન એ,
નિભૃત અત્ર અહર્નિશ આવતું,
રમણ આચરવા મન ભાવતું !

ઊંચે બેસી રવિહૃદયને જેહ સાથે વિલોકે,
ઘેલાં જેવાં ક્ષણ સ્મૃતિ થતાં જે દિસે હર્ષશોકે;
ઘાટાં ભીનાં વિટપ પર એ ત્યાં નિહાળે સુવર્ણ,
માણિક્યોથી ગ્રથિત સરખાં રમ્ય જ્યાં થાય પર્ણ.

હરિત નીલ સુન્દર વનસ્થલી—
પર મળી સુકુમાર મૃગો રમે;
ઉપવનો તણી સંવૃત આવલી—
મહિં જવા પ્રણયી તરુણો ભમે!

ન્હાનાં ન્હાનાં ક્યહિં શુચિ સરો, કચ્છ ઉત્તાન રમ્ય,
સ્નેહે જોવા થકી ઉપજતી ભાવના કૈં અગમ્ય!
આછું આછું મુદિત રવનું ચિત્ર સંગીત થાય
શાનો ક્યાંથી કંઈ નિસરતો મિષ્ટ આમોદ વાય!

અસર સુંદર અદ્ભુત રંગની,
સકલ સૃષ્ટિ નવીન અરે બની;
રવિમરીચિ બધે હિમને હરે,
ગહનમાં તદનંતર ઊતરે.

શાખાઓમાં તરુવર તણી ચક્રવાકી છુપાતી,
શોધી કાઢે દયિત નયનો, જોઇને હૃષ્ટ થાતી;
ચંચૂ ચંચૂ મહિં લઇ પછી પક્ષને પક્ષમાં લે,
ક્રીડા એવી કંઇ કંઇ કરે મૌગ્ધ્યમાં દંપતી તે.

સુચ્યુત બે ચરણો થકી ઊડતાં,
પવનથી પડતાં કંઇ બૂડતાં;
વિમુખ એકલી ન્હાતી પ્રિયા શિરે,
પતિ જઇ અભિષેક કદી કરે!

કાંઠે બેસી નજર કરતાં આત્મછાયા જણાય,
બીજાંની ત્યાં પ્રતિકૃતિ ભણી એક દૃષ્ટિ તણાય.

પૂરાં અંગો નહિ કંઇ દિસે, પ્રેમ તો તોય વાધે,
જોતાં જોતાં સુખ અવરનું ગાઢ આશ્લેષ સાધે!

પ્રણયની પણ તૃપ્તિ થતી નથી:
પ્રણયની અભિલાષ જતી નથી:
સમયનું લવ ભાન રહે નહીં:
અવધિ અંકુશ સ્નેહ સહે નહીં!

હાવાં રક્ત દ્યુતિ ઉડી જતાં થાય વૃક્ષો સરોષ,
હાવાં થંડી મૃદુ વહનથી સૂચવે છે પ્રદોષ;
આકાશે જ્યાં હતી વિચરતી દેવતાઓ ત્યહીંથી,
જાગ્યાં પ્રેમી વિરલ સુખની મોહનિદ્રા મહીંથી.

વિરહ સંભવને વિસર્યાં હતાં,
બની નિરંકુશ બેય ફર્યાં હતાં;
જવનિકા ત્રુટતાં સ્મૃતિનાશની,
નિકટ મૂર્તિ ઉભી વિધિપાશની!

અનુભવે, ન છતાં, ક્ષણ એક તે,
વિવશ, મૂઢ, નિરાશ જ છેક તે;
સહુ થનાર ક્રમે નજરે વહ્યું,
રુદન અંતરમાં ઉછળી રહ્યું!

અંધારાનાં પ્રલયજલથી યામિની પૂર્ણ ઘોર,
સ્વેચ્છાના વા કુટિલ કૃતિના મંદ અવ્યક્ત શોર,
ઊંડાણોમાં પડી સુઇ જતો નિષ્ઠુરપ્રાણ કાલ:
આભાસોથી થતું યુગલ ઉન્મત્ત એ સ્નેહબાલ!

થઈ તથાપિ વિમુક્ત પ્રયાસથી,
લઇ વિદાય નદીતટ પાસથી;
મિથુન એહ ચડે અવકાશમાં,
સ્થિતિ કરે દિનતેજ સકાશમાં.

અવર કાંઇ હવે નથી દેખતાં :
અવર કાંઇ હવે નથી લેખતાં :
ચપલ, આખરની, ક્ષણ એ છતાં,
ઉભય જીવન એક થતાં દિસે !

ધીમે ધીમે ગતિ કરી જતો પશ્ચિમે સૂર્ય જેમ,
ઊડી બંને ગ્રહણ કરતાં ઉન્નત સ્થાન તેમ;
દૃષ્ટિ પ્રેરે વિતત ગગને, કાંતિ કૈં ના જણાય,
આછી આછી રસ રહિત ત્યાં વાદળીઓ તણાય.

ઉદધિને રવિબિંબ હવે અડે,
ઊંચે અતિ સમુચ્છ્રિત તેય હવે ચડે,
ક્ષણ લગી પરિરંભ કરી રહે,
હૃદય કંપિત સાથ ધરી રહે !

રોમે રોમે વિરહભયની વેદનાથી બળે છે,
છૂટી છૂટી, સહન ન થતાં, મત્ત પાછાં મળે છે;
વેળા થાતાં વિધિદમનની ગાત્ર ખેંચાય સામાં,
પ્રેમી બંને ધૃતિ અતિ છતાં થાય સંમૂઢ આમાં.

ટળવળે નિરખી રચના વને,
તરફડે સમજી રચનારને :
શ્વસન દુઃખિત છેવટ સારતી,
પ્રિયતમા વચ આમ ઉચ્ચારતી :—

"પાષાણોમાં નહિ નહિ હવે આપણે, નાથ! રહેવું :
શાને આવું, નહિ નહિ જ, રે! આપણે, નાથ! સહેવું!
ચાલો એવા સ્થલ મહિં, વસે સૂર્ય જેમાં સદૈવ,
આનાથી કૈં અધિક હૃદયે આર્દ્ર જ્યાં હોય દૈવ ?"

પ્રવદતાં અટકી ગઇ એ અહીં,
અધિક ધીરજ ધારી શકી નહીં;
થઈ નિરાશ હવે લલના રુવે,
મૃદુલ પિચ્છ થકી પ્રિય તે લ્હુવે !

પણ હજી દિન શેષ રહ્યો જરા,
નઝર ફેરવી જોઈ બધી ધરા;
પ્રણયવીર લહી સ્થિરતા કહે,
અગર જો રુજ અંતરમાં સહે :—

હા ! શબ્દો આ સરલ સરખા મર્મને તીવ્ર ભેદે,
ગર્ભાત્માને સ્ફુરિત કરતા ધૈર્યને છેક છેદે ;
"લાંબા છે જ્યાં દિન, પ્રિય સખી ! રાત્રિએ દીર્ઘ તેવી,
આ ઐશ્વર્યે પ્રણયસુખની, હાય ! આશા જ કેવી !

"અવર કાંઇ ઉપાય હવે નથી:
વિરહ, જીવન, સંહરીએ મથી:
ગહનમાં પડીએ દિન દેખતાં:
નયન મીચી કરી દઇ એકતા!"

* * * *

પાછું જોતાં દ્વિજયુગલને અન્યથા થાય ભાસ,
ઊંડું ઊંડું દિનકર સમું કૈંક દેખાય હાસ;
"આહા! આહા! અવર દુનિયા! ધન્ય" એ બોલતામાં,
નીચે નીચે ઉતરી પડતું વેગથી દંપતી ત્યાં!

અધિક એહ પ્રકાશ થતો જતો,
જવ જનાર તણો વધતો જતો;
અમિત એ અવકાશ તણી મહીં,
કયહિં અચેતન એક દિસે નહીં!

# દેવયાની

" રજનીથી ડરૂં, તોયે આજે એ લેખતી નથી;
ક્યાં છો ? કચ ! સખે ! ક્યાં છો ? કેમ હું દેખતી નથી ? "

લંબાવેલા સ્વર મધુર આ વ્યોમ માંહે ફરે છે,
પુષ્પે પુષ્પે વિટપ વિટપે નૂતન શ્રી ભરે છે;
ન્હાનાં ન્હાનાં વપુ ધરી શકે શોધતા એ દિશામાં,
રેલંતા એ રતિ વિવિધ કૈં શશીની નિશામાં !

દિવ્ય પ્રભા નિરખી ઉત્સુક જે થયેલી,
દેખાડવા સુહૃદને પ્રણયાર્દ્ર ઘેલી;
તે આ સ્વભાવ સરલા કરી દોડ ન્હાની,
બોલાવતી ધસતી બાલક દેવયાની.

તરે જે શોભાથી વન વન વિષે બાલ હરિણી,
સરે વા જે રીતે સુરસરિતમાં સૌમ્ય કરિણી;
કરે એવું જ્યોત્સ્નાભ્રમણ, ભ્રમણે જ્યાં અટકતો,
શશાંક પ્રેક્ષીને સુભગ મણિ સેંથે ઝબકતો !

તરુઓ અભિનંદે આ અંગો લલિતને નમી;
સમગ્ર નભ વર્ષે છે, આહા ! ઉપરથી અમી !

થંડો મીઠો કુસુદવનનો માતરિશ્વા વહે છે,
ક્રીડંતો જ્યાં તરલ અલકશ્રેણિ સાથે રહે છે;
બાલાને એ વ્યજન કરતો દાખવે આભિજાત્ય,
પ્રેરે નૃત્યે પદ, રસિકનો અગ્રણી, દાક્ષિણાત્ય !

જેવી તરંગ શિખરે જલદેવી નાચે;
વક્ષઃસ્થલે શિશુ સમી ગણી સિંધુ રાચે;
અજ્ઞાત, તેવું રમણીય નિહાળી લાસ્ય,
પામે પ્રમોદ વસુધા ઉભરાય હાસ્ય !

હવે તો મેદાને વરતનુ હસે છે વિચરતી,
વિલોકે સામે, ત્યાં ત્વરિત ચરણોની ગતિ થતી;
રહ્યાં બંને બાજુ તરુવર, નહીં કાંઇ વચમાં,
વસેલું આવીને પણ સકલ સૌંદર્ય કચમાં !

રોહિણીપતિના ભાલે રશ્મિઓ રમતા હતા:
તુહિનાચલના જાણે શૃંગમાં ભમતા હતા !

શોભિતા શા સહુ અવયવો, સ્નિગ્ધ, ગોરા, ભરેલા,
યોગાભ્યાસ પ્રબલ થકી શા યોગ્યતામાં ઠરેલા:
ગાલે, નેત્રે, સકલ વદને, દીપ્તિ સર્વત્ર ભાસે,
જ્યોત્સ્નાને એ વિશદ કરતો સ્વચ્છ આત્મીય હાસે !

આકાશ મંડલ ભણી દૃગ એ નથી જ,
વિશ્રામ આજ નથી ભૌતિક કોઈ ચીજ;
નેત્રો નિમીલિત થતાં હૃદયે તણાય,
અધ્યાત્મ ચિંતન નિમગ્ન થયો જણાય !

હવે તો આ આવી નિકટ ગુરુકન્યા કચ તણી,
અવસ્થાને જાણી નહિ, અગર જાણી નહિ ગણી;
" નિકાલે શું ? હા ! તો સફળ સમજું આગમનને !
નહીં : નીચી દૃષ્ટિ : અરર ! અવમાને ગગનને ! "

કર સાહી કહે મીઠું : " વ્યોમસાગરને તટે,
મુખ તો વિધુલક્ષ્મીનું જો, સખે ! આમ ના ઘટે ! "

પાડી નાંખે તનુ પર પડ્યું બિંદુ જે હૈમ આવી,
ઝાડીમાંથી મૃગપતિ જરા યાળ જેવો હલાવી;
કીધો નીચે સુતનુ કરને એ પ્રમાણે કચે જ્યાં,
ઝાંખા જેવો વિધુ પણ થયો દૈન્ય દેખી નભે ત્યાં !

સાશંક ભીરુ નિરખી રહી આસપાસ,
ન્હાનું દીસે મુખ અનાદરથી ઉદાસ;
ધીમે હવે કચ ભણી જયમ એ વળે છે,
તેવું જ હા ! ઉતરતી દૃગને મળે છે !

જરા જોયું, ત્યાં તો અતિશય દિસે છે પ્રસરતી,
કુમારીને લજ્જા, નયન પણ નીચાં જ ધરતી;
રહી વેળા થોડી, કચ પણ હવે આમ ઉચરે,
હતું ધીમું તોયે, પરિચિત છતાં એ પણ ડરે !

" અવસ્થાભેદનું, દેવી ! તને ભાન દિસે નહીં :
મુગ્ધ ! શું સમજે છે તું બાલભાવ બધા સહીં ? "

રે રે ! એને શ્રવણ ન કદી વાકય એવું પડેલું,
હૈયું એનું મૃદુલ વિરલું ગર્ભમાંથી ઘડેલું;
આંસુ આવ્યાં નહિ, પણ બની બાલિકા છેક ઝાંખી,
ઊભી યત્ને, વિવશ ચરણે, મર્મ નિઃશ્વાસ નાંખી !

આ તે ઉભી કુમુદિની સરખી નમેલી,
જે ચંદ્રની વિકૃતિને ન કદી ખમેલી;
લાવણ્યને વિવશ જોઇ નહીં શકે જે,
ચિત્તે બહુ વખત રોષ કચહાં ટકે તે ?

સ્વસા જેવી, જેને દિલગીર કરેલી નહિ કદા,
રહી સાથે જેની શિશુ સમ બનેલો પણ સદા;
કરી તેની આવી સ્થિતિ નિજ કઠોર પ્રવચને,
થયો પશ્ચાત્તાપ પ્રબલ મનમાં તુર્ત કચને.

શબ્દ સાંત્વનને માટે શોધે, પણ મળે નહીં;
વિચારે બહુધા, તોયે કંઇ ચેન વળે નહીં !

રોતી હોશે અવનત મુખે એમ શંકા કરીને,
ઊંચી લીધી તનુ કટિ કને બાહુ સાથે ધરીને;
" બાલે ! શું છે વદ નભ વિષે, સજ્જ છું સર્વ જોવા,
તારી સાથે, અધિક રહશે તો પછી સાથ રોવા ! "

રોકેલ અશ્રુદલ જે હૃદયે જડીને,
ભીંજે કપોલ કચના હમણાં પડી તે;
છાયું હતું ઘનપટે સુખ ખેદનાએ,
ત્યાંએ સુહાસ્ય વિધુના સમ અલ્પ થાયુ !

ધરી હૈયા સાથે સહૃદય મૃદુ આલિંગન કર્યું
વહીને ઓષ્ઠેથી મધુર વદને ચુંબન ઠર્યું
કરી નીચી હાવાં સજલ નયને એ નિરખતો,
છવાયેલું હર્ષે વદન દિસતાં હર્ષિત થતો.

સ્ફુરે લાવણ્યનું શું આ પરિવર્તન અંગમાં:
રમતી રમણી ભાસે દિવ્ય નૂતન રંગમાં!

શોભે જેવી શુચિ નિસરતી માનસેથી મરાલી,
વર્ષા કેરાં વિમલ જલમાં નાચતી વા મૃણાલી;
ઓચિંતી વા તનુ ચમકતી મેઘથી જેમ વીજ,
બાલા તેવી બની ગઈ, ખરે અદ્ભુત સ્પર્શથી જ!

વૃત્તાંત પૂર્વ સઘળું વિસરી ગઇ એ,
દ્રષ્ટ્વ્યમાં દ્વિગુણબદ્ધ હવે થઇ એ,
સ્નેહોર્મિથી સદયની થઈ આંખ ભીની,
જોતો રહ્યો સરલતા કચ સુંદરીની!

તરે જે શોભાથી વન વન વિષે બાલહરિણી,
સરે વા જે રીતે સુરસરિતમાં સૌમ્ય કરિણી;
કરે એવું જ્યોત્સ્ના ભ્રમણ, ભ્રમણે ત્યાં અટકતો
શશાંક પ્રેક્ષીને સુભગ મણિ સેંથે ઝબકતો!

વિશુદ્ધ સ્નેહનું જોડું વિશ્વસૌંદર્યમાં વહે:
વિલાસી વિધુ ને તારા નભથી નિરખી રહે!

આટલી [illegible] તેજસ્વી દૃષ્ટિની [illegible] ઉદ્ગાર
ને ઉદ્ગાર — તેમાં ય વળી [illegible] — તે [illegible] છે?
[illegible] [૪૨] [illegible] પૂર્વાલાપ
[illegible]

## ઉદ્ગાર

( ખંડ શિખરિણી )

વસ્યો હૈયે તારે :
રહ્યો એ આધારે :

પ્રિયે, તેમાં મારે પ્રણય દુનિયાંથી નવ થયો !
નવા સંબંધોનો સમય રસભીનો પણ ગયો !

નહિ તદપિ ઉદ્વેગ મુજને :
નયન નિરખે માત્ર તુજને :

હરે દૃષ્ટિ, વ્હાલી ! સદય મૃદુ તારીજ રુજને !

સદા રહેશે એવી :
સુધાવર્ષા જેવી :

કૃતી માનું, દેવી ! ક્ષણ સકલને જીવન તણી :
પ્રમત્તાવસ્થામાં નજર પણ નાખું જગ ભણી !

જુઓ ઉદ્ગાર પૃષ્ઠ ૩૮ -

# માનસ સર
(આશાભરી સાખીની ચાલ) (જુઓ ફ્રાંઇક ખાડુંર)

અંતર ઉછળ્યું હો! સહસા ધૈર્ય ગળ્યું હો!
ક્ષોભ થયો વૃત્તિમાં અતિશય, તરંગ જબ્બર ચાલે:
માનસસર મારૂં ડોળાયું, ખૂબ ચલિત જલ હાલે:
સ્થાનક ન મળ્યું હો! સહસા૦

હાય! વધે જલ, અલ્પ દિસે સ્થલ, છેવટ રે! શું થાશે?
નાજુક પાળ, પ્રચંડ ભરાવો: હા! શી રીત સમાશે?
જલખલ ન ચળ્યું હો! સહસા૦

આવે ઉગ્ર ઉછાળા ઉપર, તોફાનું ખરૂં જામે: ×
ન્હાનું સર, દેખાવ ભયાનક! શાથી સદ્ય વિરામે?
પાછું ન વળ્યું હો! સહસા૦

રંગ ગયો બદલાઇ, ખરેખર નિર્મલતા પણ ઊડી!
જલસેના ઉભરાવા માંડી, પાળો પણ ગઇ બૂડી:
સ્થલ સાથ ભળ્યું હો! સહસા૦ ×

ઉપર થઇ ઢોળાય બધેથી મસ્ત ધોધવા દોડે:
જંગ બરાબર થાતાં નિર્બલ પરિસીમાને તોડે:
આખર ન કળ્યું હો! સહસા૦

# અદ્વૈત

એક જ અવર્ણ્ય સત્ત્વ વ્યાપ્ત સર્વ વિશ્વ વિષે,
અવકાશ કાલથી અનંત જેવું ભાસે છે;
જ્ઞાન, પ્રેમ, દયાથી વા દૃષ્ટિજાડ્ય દૂર થતાં
ભિન્નત્વ પ્રતીતિ પણ સ્વલ્પ વાર ન્હાસે છે;
અભેદની સાથે ઐક્યાનુભવ પ્રસંગોપાત્ત
અજ્ઞાત સ્વરૂપ છતાં સર્વ કોઇ પાસે છે;
પ્રેમા વિષે સંશય વા અવિશ્વાસ લાવી જેઓ
તદ્રૂપ ન બને તેવા પછીથી વિમાસે છે!

દ્વૈત્વને દૂર કરી એક જ જણાય તેમ,
અનુરક્ત માતા બાલ હૃદય સમું ધરે:
શરીર જ ભિન્ન, નહીં અંશ, એમ સૂચવવા;
સખાઓ સખાઓ સાથ સ્નેહથી કોટી કરે;
અનુગ્રહ વા તો અનુકંપાની અવસ્થા વિષે,
મનુષ્ય અમાનુષને ઓળખે નહીં, ખરે!
પ્રેમથી થઇને મસ્ત, ઐકત્વ જાણી, કરીને,
યોગ્ય હૃષ્ટ, યુગ્મ રસસાગર વિષે તરે!

નવોઢા સ્થિતિમાં જ્યારે અજ્ઞ મૌગ્ધ્ય હતું, ત્યારે
ઐકત્વ વિષેની મારી પ્રાર્થના ન માનતી;
જડ દૃષ્ટિનેજ માત્ર અનુસરનારી બાલા
તાત્પર્ય અભેદ તણું કશું નહીં જાણતી;
પ્રાબલ્ય થકી કદાપિ મારા ચિત્તનો આભાસ
પડે, ત્યારે જરા મારી ઇચ્છાને પ્રમાણતી;

ક્ષણ એક દેખે, તોય મૃગજલ જેવું ગણી,
એજ સત્ય છે, એવું તો અંતર ન આણતી!

અધિક ગહન અન્ય વસ્તુઓનો અનુભવ
થતાં દૃષ્ટિ શુદ્ધતર ધીમેથી થતી ગઈ;
પોતે તો નહીં જ, પણ જ્યારે હું બતાવું ત્યારે,
"નહીં," કહેવાની આગ્રહી મતિ જતી ગઈ;
સત્ય પ્રમા વિષે પછી અપૂર્વ આનંદ જોઇ,
પ્રથમ થવાની લજ્જા પણ તજતી ગઈ;
એકત્વનો અનુભવ આપવા થવાને માટે
નવાં નવાં સાધન રસાલ સજતી ગઈ!

વખત જતાં તો નહીં ભાષાની રહી જરૂર,
વૃત્તિઓ સમસ્ત ફક્ત આશ્લેષથી દાખવે,
પ્રેમ, ઉપકાર, હર્ષ, લજ્જા, ભય, ઉત્કલિકા,
સૂચિત કરે એ સર્વ અભિન્નત્વ રાખવે;
અસામાન્ય ખૂબીને બતાવે કોઇ કોઈ વાર,
યોગ્યતાથી સ્વેચ્છા વિષે પતિચિત્ત નાખવે;
જ્વને શમાવી, જરા અધૈર્ય નમાવી, પૂર્ણ
રસને જમાવીને સુધા સ્વર્ગીય ચાખવે!

# અશ્રુને આવાહન

બધે આ વેળાએ ગહન સરખી શાંતિ પ્રસરી,
વહી ચાલી રાત્રિ જગ સકલને નિદ્રિત કરી;
કર્યા કોટી યત્નો, બહુ બહુ ઉપાયો પણ વળી,
તથાપિ મારી તો, અરરર! હજી આંખ ન મળી!

મળે એ શી રીતે? નથિ હૃદય ર્‌હેલાં તણું હવે,
બન્યું એ તો બીજું: બહુજ બદલાયું અનુભવે;
હવે સૂવા દેતું નથિ શયનમાં તુર્ત પડતાં,
નિશાઓ ગાળું છું અતિશય, ઘણી વાર, રડતાં!

અરે! એનો એ હું, બહુ વખત વીતી નથિ ગયો,
હતો કેવો! આજે, અરર! પણ આવો કયમ થયો!
જરા ન્હોતી ચિંતા, હૃદય સુખમાં રોજ રમતું,
ખુશીથી, સૌ રીતે, સકળ વખતે, સર્વ ગમતું!

અરે! આજે તો આ રુજ હૃદયને દારુણ દમે,
બહુ રાખું ધૈર્ય, પ્રબળ પણ આઘાત ન ખમે;
નહીં આવે આંસુ, કઠિન બલ સાંખી કયમ શકું,
નથી ગ્રાવા છાતી, અશરણ હવે હું નહિ ટકું!

અરે! આવો, વ્હાલા! અવર નથિ આધાર જ રહ્યો,
વહો, આંસુ મીઠાં! વિષમ ભર જાતો નથિ સહ્યો;
તમે ચાલો, વર્ષો, નયન થકી ધારા થઇ પડો,
બધે, અંગે અંગે, સુહૃદ સરખાં સત્વર દડો!

રહ્યાં છોજી મારાં શિશુપણું હતું તે સમયથી,
વિનંતીને મારી કદિ પણ અકારી કરી નથી;
ઘણી વેળા ભીંજી તનુકુસુમને સૌમ્ય કરતાં,
શમાવીને હૈયું તરત વળી સ્વસ્થાન સરતાં!

નથી પાસે કોઇ પ્રિય હૃદયને શાંત કરવા,
ધરી સાથે છાતી જ્વલિત મહિં પીયૂષ ભરવા;
પ્રવહો માટે હાવાં, વિવશ બનતાં હું કરગરૂં,
તમે ચાલો વ્હાલાં! સ્ફુટિતઉર આવાહન કરૂં!

ખરે! ત્યાં તો સ્નેહી સદય દિલમાં દૂર ઉછળ્યાં,
ચડ્યાં ઊંચે વેગે, ઉભય નયનો અંદર મળ્યાં;
પડી ધારા ધોળી અમૃત સરખી શીતલ હવે,
નહી થાતાં ઓછી પ્રચલિત રહી, તાદૃશ જવે!

વિચાર્યું મેં, વસ્તુ પ્રણય સરખી છે નહિ અહીં;
પ્રતીતિ કીધી, કે ફલ લવ નથી જીવન મહીં;
હજારો વાતોનાં સ્મરણ ગહને જ્યાં પડી ગયો,
રહ્યાં એ અશ્રુ તો નહિ, તદપિ નિદ્રાવશ થયો!

## અશ્રુને આવાહન

બધે આ વેળાએ ગહન સરખી શાંતિ પ્રસરી,
વહી ચાલી રાત્રિ જગ સકલને નિદ્રિત કરી;
કર્યા કોટી યત્નો, બહુ બહુ ઉપાયો પણ વળી,
તથાપિ મારી તો, અરરર! હજી આંખ ન મળી!

મળે એ શી રીતે? નથિ હૃદય પ્હેલાં તણું હવે,
બન્યું એ તો બીજું: બહુજ બદલાયું અનુભવે;
હવે સૂવા દેતું નથિ શયનમાં તુર્ત પડતાં,
નિશાઓ ગાળું છું અતિશય-ઘણી વાર, રડતાં!

અરે! એનો એ હું, બહુ વખત વીતી નથિ ગયો,
હતો કેવો! આજે, અરર! પણ આવો કયમ થયો!
જરા ન્હોતી ચિંતા, હૃદય સુખમાં રોજ રમતું,
ખુશીથી, સૌ રીતે, સકળ વખતે, સર્વ ગમતું!

અરે! આજે તો આ રુજ હૃદયને દારુણ દમે,
બહુ રાખું ધૈર્ય, પ્રબળ પણ આઘાત ન ખમે;
નહીં આવે આંસુ, કઠિન બલ સાંખી કયમ શકું,
નથી ગ્રાવા છાતી, અશરણ હવે હું નહિ ટકું!

અરે! આવો, વ્હાલા! અવર નથિ આધાર જ રહ્યો,
વહો, આંસુ મીઠાં! વિષમ ભર જાતો નથિ સહ્યો;
તમે ચાલો, વર્ષો, નયન થકી ધારા થઇ પડો,
બધે, અંગે અંગે, સુહૃદ સરખાં સત્વર દડો!

રહ્યાં છોજી મારાં શિશુપણું હતું તે સમયથી,
વિનંતીને મારી કદિ પણ અકારી કરી નથી;
ઘણી વેળા ભીંજી તનુકુસુમને સૌમ્ય કરતાં,
શમાવીને હૈયું તરત વળી સ્વસ્થાન સરતાં!

નથી પાસે કોઇ પ્રિય હૃદયને શાંત કરવા,
ધરી સાથે છાતી જ્વલિત મહિં પીયૂષ ભરવા;
વહો માટે હાવાં, વિવશ બનતાં હું કરગરૂં,
તમે ચાલો વ્હાલાં! સ્ફુટિતઉર આવાહન કરૂં!

ખરે! ત્યાં તો સ્નેહી સદય દિલમાં દૂર ઉછળ્યાં,
ચડયાં ઊંચે વેગે, ઉભય નયનો અંદર મળ્યાં;
પડી ધારા ધોળી અમૃત સરખી શીતલ હવે,
નહી થાતાં ઓછી પ્રચલિત રહી, તાદૃશ જવે!

વિચાર્યું મેં, વસ્તુ પ્રણય સરખી છે નહિ અહીં,
પ્રતીતિ કીધી, કે ફલ લવ નથી જીવન મહીં;
હજારો વાતોનાં સ્મરણ ગહને જ્યાં પડી ગયો,
રહ્યાં એ અશ્રુ તો નહિ, તદપિ નિદ્રાવશ થયો!

❧

## પ્રણયમાં કાલક્ષેપ

નહીં આવે આડે પ્રણય પ્રણયીના હિત મહીં
કદા, કહેવું એવું, પ્રિયતમ સખે! લાયક નહીં;
દિસે તોયે ખોટું, સદય પર શું નિર્દય થવું?
તપાસી જો, જોશે અનુભવ વિષે અંકુર નવું!

વિચારે કે મોડું ક્ષણ પણ હતે, હા! નહિ વળે,
મળે જ્યારે ત્યારે : સમય વહી જાતાં નહિ મળે;
સખે! ધારા પ્રેક્ષી જલદ રસમાં સ્નાન કરવું,
જરા વ્હેલું? હૈયે નહિ, અરર! એવું ન ધરવું!

નથી તારૂં એ કૈં, સકળ રચના છે કુદરતી,
નિસર્ગે બંધાતી, ત્રુટિત પણ મેળે થઇ જતી;
પડ્યું જે સંગીત શ્રુતિ પર નભોમંડળ તણું,
અરે! જો માં તારો સમય, વિરલું, અંતર ઘણું!

સુધાનાં સત્ત્વોનું મધુર મધુ કોને નહિ ગમે?
સ્વભાવે પ્રેરાતું પ્રિય હૃદય નિષ્કારણ દમે!
ઉઘાડી દે વ્હાલાં પણ વિહગને પિંજર, જવા,
બની ઘેલું પેલી કુસુમરજમાં મૂર્છિત થવા!

❧

# રતિને પ્રાર્થના

રસમય બન્યો કૈં કૈં ક્રીડા પ્રદર્શનથી પ્રિયે !
વિવશ કરવા, સ્પર્શે સ્પર્શે સગર્વ મથી પ્રિયે !
નવલ મધુરા હાસ્યે હૈયું ધ્રવી શરણે ગયું,
રતિ વિરમવું દેવી ! હાવાં બચાવ બહુ થયું.

મૃદુ મદભર્યાં ગાત્રો ત્હારાં તજી ન શકું કદા, ૧૪ દા.
વિરલ કચથી આચ્છાદીને પ્રસન્ન રહું સદા;
નયન નમણાં, ગ્રીવા ધોળી, લલાટ સુહામણું,
અવિરત ફરી ચુંબી ચુંબી કૃતાર્થ નહીં ગણું !

અધિક સુખના કાર્યે આજે નિયોગ ઠરે જરા,
વિતત કરવી પક્ષો કાન્તે ! પ્રવાસ પરે જરા !
ઉડુગણ હજી ભાસે વ્યોમે સ્હવાર પડે નહીં,
ત્યમ વિચરવું વેગેથી ત્યાં વિમોહમયી મહીં !

નિજ સદનમાં શય્યા મધ્યે નિહાળીશ મિત્રને,
ચપલ દગથી જોશે શોધી સમાગમ ચિત્રને;
પ્રહર પણ આજે વીતે તેજ એક જ અંતનો,
જનન દિન છે આજે ત્હારા પ્રિયે ! બલવંતનો !

સ્ફુરિત કરજે સ્વપ્નું આવું સખી ! હળવે રહી–
સુહૃદ પળતો રાત્રિમાં જ્યાં પરિક્રમણે વહી !
વિમલ કુસુમો વર્ષે હર્ષે સુમિશ્રિત વિસ્મયે,
ત્વરિત નિરખે ત્યાં બાલા બે રસાલ નવી વયે.

લલિત નમનેથી 'આયુષ્માન્' થવા વરદાન દે,
"જય જય" તણાં મીઠે કંઠે વળી વચનો વદે;
કરી અભિનયે અંગોની કૈં સુકોમલતા છતી,
જલધિજલના તારાઓમાં પડી ઉતરી જતી.

સ્વન મધુરતા વાદ્યે જેવી પ્રશાન્ત થતાં વધે,
પરિમલ જતાં આઘે અંગો મહીં પ્રસરે બધે;
સહજ હળવે તેવી રીતે પ્રબોધ થવો ઘટે,
અસર સુખની ઉંડી જેથી નહીં સહસા મટે !

રવિકિરણને રંગી લેજે મનોહર રંગમાં !
મૃદુ પવનનાં મોજાં દેજે સુશીતલ સંગમાં !
વિજય સરખો દર્શાવીને મહોત્સવ સૃષ્ટિએ !
પ્રણય ઠરતો જોજે હર્ષ પ્રકાશિત દૃષ્ટિએ !

નજર જ પડે તેવામાં જો કદી પ્રતિમા ભણી,
તરત બદલી દેવી તારે પ્રભા નયનો તણી;
વદન હમણાં સામે જાણે હસી અભિનન્દશે,
પ્રકટિત થતા સ્નેહ સ્નેહી સખા અભિનન્દશે.

શુચિ હૃદયનાં સૌહાર્દોની સખી ! અધિદેવતા !
પ્રણયમય આ વિશ્વે બાલે ! ત્હને સહુ સેવતા;
રતિરસ બધે રેલાવીને ફરી વળજે પ્રિયે !
સદય રહીને ક્યારે ક્યારે મ્હને મળજે પ્રિયે !

# પ્રમાદી નાવિક

મનોહર તરંગ આ ઉપર ચંદ્રિકા વિસ્તરે,
સુધા ધવલ અંતથી ઝગક સાથ વિદ્યુત્ સરે;
વહી પવન મંદ મંદ જડ અંગ જાગ્રત્ કરે,
નહીં વિધુર અંતરે તદપિ કાંઇ આશા ઠરે !

*  *  *  *

હતો ચરસ મૂળથી સરતનો જરાએ નહીં,
નહીં સફર લાભની પ્રગટતી સ્પૃહા એ મહીં;
સદૈવ સુખનાવમાં સ્વજનસંગ માટે જતો,
કૃતાર્થ સહચારથી પ્રણયથી હમેશાં હતો.

ફર્યો સકલ ખંડના નવનવે કિનારે અને,
હવાઇ દરયાઇ કૈંક નિરખ્યા ચમત્કારને;
શશી સહિત રાત્રીઓ મહિં અનેક ગોષ્ઠી કરી,
ગયા દિવસ તે બધા ! નહિં જ આવવાના ફરી !

ગયા, વખત આવતાં સ્વજન સર્વ છૂટા થયા,
ઘણા સફરમાં અને સરત જીતવાને ગયા;
રહી પ્રિયતમા સખી નિકટ માત્ર નૌકા પરે,
ગણી ઉભય અર્થ સર્વ ભટકયાં મહાસાગરે !

ભર્યાં દિલ વિલાસથી, મધુર કૈંક ગાનો કર્યાં,
તર્યાં જલધિમાં અને વિરલ ટાપુઓમાં ફર્યાં;
જતાં નિકટ બંદરો નિરખતાં હલેસે વહી,
"ન હોય સુખનાવની કદર બંદરોને," કહી !

ઘણી વખત થાકતાં, નિજ કરે સુવાડી મને,
પ્રિયા ઉભય નાવને ચલવતી ધરીને કને;
કદી ગહન અંધકાર પ્રસર્યા પછી જાગતો,
તથાપિ ગણતો નહીં, સદયની ક્ષમા માગતો !

અહો ! હૃદયહીનતા ! અવધિ છેક કાઠિન્યની !
વ્યથા ન સમજી શક્યો પ્રિયતમા મુખે દૈન્યની !
કદાપિ લઇ અંકમાં રસિક કૈં કથાઓ કહું,
ગણી પરિસમાપ્તિ ચિત્ત કૃતકૃત્ય માની લહું !

કહે કરુણ એકદા : "નવ જશું કિનારે સખે,
જરા જનસમાજમાં ! જડ જલે થવાશે રખે !"
હતાં સજલ નેત્ર એ : મુજ ભરેલ નિદ્રા લસે :
પડ્યો તરત ઊંઘમાં ! સ્મરણ તે ન હાવાં ખસે !

* * * * *

કરાલ રજની મહીં ગગન ગર્ત્તમાં ડૂબતી,
દગે દગ ઉઘાડતાં ચડી અનેક તારા સતી;
હતી શિથિલ નાવલી સ્થિર, જરા ન દીઠી ક્રિયા,
પડ્યો તરત જલ્પતો જલધિમાં "પ્રિયા ! હા પ્રિયા !"

# વિધુર કુરંગ

શશી નિરખતો, અને ગગન મધ્ય ઊંડી કરી;
સુદૂર દૃગથી કુટુંબરત તારલાઓ ફરી;
સુધા વરસતી બધે, નહિ જ ભગ્ન હૈયા પરે,
ફરે, તરફડે, ઠરે નહિ જ, દેહ શાથી ધરે!

પ્રિયા પ્રિયતમા ગતા! જગત સર્વ ઝાંખુ થયું,
ગયું સુખ, ગયું બધું, ન પણ જીવવાનું ગયું;
તજી ગઈ વિલાસિની નિજ કુરંગને, શાવને,
સુતો મૃદુલ બાલ તાત ચરણે, ન માતા કને!

હતી કઠિન ભૂમિ શૃંગખનને સુંવાળી જરા,
ગ્રહેલ રસનાગ્રથી શયન પાસના કાંકરા;
દિસે રજકણો શમ્યા સ્ખલિત બાષ્પથી પાસમાં,
કરે તદપિ શૈત્યનું હરણ ઉષ્ણ નિઃશ્વાસમાં!

નહીં હૃદયની ભણી હૃદય એહ હાવાં વળે,
નહીં નયનને ફરી નયન તે પ્રિયાનાં મળે;
કુરંગ હતભાગ્યને ભવ અરણ્ય યાત્રા રહી,
કર્યાં કરવી એકલાં, વિવશ જીર્ણ અંગો વહી!

દિશા કઈ ભવિષ્યની ન કંઇ ભૂત તે સૂચવે,
પડી વિકટ વર્તમાન કુહરે રહેવું હવે;
પડી ઉચરવું, રડી ઉચરવું ઠર્યું સર્વદા :
પ્રિયા ! હૃદયદેવતા ! પ્રિયતમા ! સખી નર્મદા !

કદી સ્મરણ આવતાં રુધિરનીર નેત્રે, અરે,
દયા સ્વજનને થતાં વદન પાસ પાણી ધરે;
નહીં સ્વજન તે : સખી ! સ્વજન એકલી તું હતી,
સહસ્રશત શલ્યમાં હૃદયની પથારી થતી !

# વિપ્રયોગ

( અંજની ગીત )

" આકાશે એની એ તારા :
એની એ જ્યોત્સ્નાની ધારા :
તરુણ નિશા એની એ : દારા—
ક્યાં છે એની એ ?

" શું એ હાવાં નહિ જોવાની ?
આંખડલી શું નહિ લ્હોવાની ?
ત્યાંએ ત્યારે શું રોવાની—
દારા એની એ ? "

*  *  *  *

" છે, જ્યાં છે સ્વામીની તારા :
સ્વર્ગેમી જ્યોત્સ્નાની ધારા :
નહિ જ નિશા જ્યાં આવે, દારા—
ત્યાં છે એની એ !

" છે ત્યારે એ ત્યાં જોવાની :
આંખડલી એ ત્યાં લ્હોવાની :
સ્વામી સાથે નહિ રોવાની—
દારા એની એ !

## મત્ત મયૂરે

નાચે રસભીનો અલબેલો આવી રંગમાં રે!
શ્યામા સંગમાં રે!

વીજળી વ્યોમ છટાથી તરે છે,
ઘોર ઘટા ઘન શોર કરે છે;
જોબન જોર ભરે છે એના અંગમાં રે!

હર્ષે પ્રિયા નિરખી પિયુ પાસે,
લોચન લોચન માંહિ વિરામે;
પ્રેમ પરસ્પર જામે પૂર્ણ પ્રસંગમાં રે!

રાગ પ્રસન્ન, મનોહર, ઘેરો,
હારક નાજુક ઢેલડી કેરો;
કરતો વિવશ નમેરો છેક અનંગમાં રે!

હૃષ્ટ ઉડે ચરણો પ્રિય પાસે,
મોહ કરે મધુરં મુખ હાસે;
ધસતો ભાસે વીર કુશલ રતિજંગમાં રે!

પિચ્છ પ્રદેશ જલે છવરાયો,
ગર્જનનું કરી પાન ધરાયો;
ચાલી હવે પ્રિય પાસ ભરાયો સંગમાં રે!

# પ્રિયાને પ્રાર્થના

મને તું એક દુનિયામાં રખે ઠપકો પ્રિયે દેતી !
રહી એ એક ઠપકાની મને પરવા : રખે દેતી !

ચડ્યો સંગીતને નાદે : બન્યો ચકચૂર હું રસમાં :
તને સ્વર જો સુનાવું તો, અરે ! ઠપકો રખે દેતી !

નહીં એ નાદની, બાલે ! કદર કૈં પામરો સમજે :
કદરની ના મને આશા ! કહું, બેદિલ રખે કહેતી !

ન હોવાં કાલ પણ, વ્હાલી ! જતો રસપૂર્ણ જીવનનો :
નહીં દોલત તહીં મારી : રખે કંઇ મોહમાં રહેતી !

બતાવીશ કૈંક જો કે હું તને ભવના ચમત્કારો :
ગરીબી તોય રહેવાની : રખે સહ ગર્ત્તમાં વહેતી !

કદાપિ ના શકીશ બોલી ફરીને સ્પષ્ટ આ શબ્દો :
ડુબી રસસાગરે પડતાં જતાં ઠપકો રખે દેતી !

## મુગ્ધાને સંબોધન

તને રાખું હમેશાં નેહભર હૈયે ન્હાની !
કદી તકસીર તોપણ થાય તો કહીયે ન્હાની !

નિધા દિલદાર ! રાખી દીનતા મારી ઉપર
જરા કંઇ મશ્કરી સહેવાય તો સહીયે ન્હાની !

" હવાં મોટી થતાં મુગ્ધા કહી શકશે કયાંથી ? "
વિચારી એમ સ્હેજ ગુમાનમાં રહીયે ન્હાની !

બહુ શરમાળ જો તું તો ન હું ઓછો અંદર
અમે તો મર્દ હિમ્મત બ્હારની લહીયે ન્હાની !

કરીને ખ્યાલ બાલે ! ચાલ જો ચહીયે વ્હાલી !
ચડી રસ સાગરી મોજે પછી વહીયે ન્હાની !

# અજ્ઞાન સખા પ્રતિ

નહિ નહિ કદી તારે શબ્દે જરી લઘુતા ઘટે:
નહિ કયમ હજી માયાની એ તને જડતા મટે!
હૃદય પણ શું ભૂલે? આસ્થા ડગે? નહિ સાંભરે,
પ્રણય રસની બ્રાહ્મી'વસ્થા? સખે! ન ઘટે ખરે!

નહિ રસ, સખે! આત્માનો એ કદાપિ કમી થતો:
રસમય લસે આત્મા તો એ ચરાચરમાં છતો!
સ્મરણ કરજે માટે, વ્હાલા! સ્વરૂપ તણું, અને
સકલમયતા સ્થાને આવી પછી મળજે મને!

# આશાગીત

અહા ! શા આજ વર્ષાવે સ્વરો આત્મા પરે, આશા !
બળેલો આર્ત્ત એ શો એ સ્વરસ્નાને ઠરે, આશા !

ખરે ! શું આવશે ત્યારે, ફરીશું સાથ, એવો દિન,
કદાપિ સ્નેહને સ્વર્ગે ? કહે છે શું ખરે, આશા ?

અને શું રૂઝશે આખિર જખમ એ શુદ્ધ હૈયાનો ?
અને એ ચાલશે સાથે ? દયા દેવી કરે, આશા !

નહીં પરવા જરા અમને કશીએ વસ્તુ ઐહિકની :
કરે સંતોષ જો તેને, મને તો ઉદ્ધરે, આશા !

નિહાળું હા ! ભવિષ્યે જો ઘડી પણ નેત્રરસ જૂનો,
સખીનો સૌમ્ય, હૈયું તો સુખે ભવમાં તરે, આશા ?

મને મીઠી રહી આસ્થા સદા તવ ગાનમાં, દેવી !
સ્વરો એ દિવ્ય જીવનને ભરે ને સાંભરે, આશા !

# અનામી નામ

અનામી નામ તારું હા! સખે એ રહેવાનું!
નહીં મારે કદાપિ કોઇને એ કહેવાનું.

તને પણ આખરે જ પ્રતીત છે સ્નેહી થવાની:
નહીં મારે અહીં સૌહાર્દ સુખ હા! દેવાનું!

ચડે આસમાન તું, હું તો હજી પોષું પાંખો:
તને દેખાય ક્યાંથી રૂપ મારા જેવાનું!

છતાં સાચી પુરાની પ્રીત તારા આત્માની:
મને સરજ્યું જ આત્મ વિયોગ અંતર સહેવાનું!

તથાપિ એક દિનની સાંભરે આશા જ્યારે:
રસીલા કોઇ જીવન સાગરે છે વહેવાનું!

અને જ્યારે અનામી વિશ્વને વ્હાલું એ નામ:
પ્રતિક્ષણ સ્વર્ગની વીણા મુખે છે લેવાનું!

❧

# પુરાની પ્રીત

સ્વરો તારા મને મીઠા સદા લાગે વ્હાલી !
છતાં આત્મા સદા બીજા સ્વરો માગે વ્હાલી !

તને ચાહું હમેશાં પોષતો આશા અંતર :
છતાં સંતોષ હોવાં ના બીજા રાગે વ્હાલી !

નહીં એ છે અજાણ્યો રાગ છેક તને બાલે
સુજે તેવી સ્મૃતિ લહરી તટે વાગે વ્હાલી !

સખી ! જો સાંભળે ઉસ્તાદની કૈં એ બાની ;
સુખે ભ્રમભેદ આત્મા તો બધા ત્યાગે વ્હાલી !

અને બ્રહ્માંડમાં પ્રતિશબ્દ ફેલાતાં આખર
પુરાની પ્રીત સાચી સ્વપ્નથી જાગે વ્હાલી !

# રજાની માગણી

રજા આ હંસ માનસને, સખી! હાવાં દેવી:
વ્યથાઓ સ્નેહની સૌને, સખી! માંડી સ્હેવી!

રહ્યા સાથે બહુ: કીધું જરા કંઇ મીઠું ગાન:
જવા દેવો ઘટે: માલેકની મરજી એવી!

જવાનું જો બધાને એક દિન ત્યાં આત્માને,
ઘટે છૂટાં થતાં કંઇ કાલ તો સ્થિરતા લેવી!

સદા સંભારશે એ માનસે પણ સ્નેહીને,
તૃષા રહેશે સમાગમની તને જેવી, તેવી!

બધું ર્હું રાખજે જૂનું નવું કંઇ સંભારી,
મળી નિજ વાસમાં વાતો, સખી! પડશે કહેવી!

## મિત્રને આમંત્રણ

તપની શાને, સૂરખ! તાપે સૂકલ ઘાસમાં રે!
ગુરુબાની ગંભીર સરોવર શીતલ પાસમાં રે!

સ્નેહી છે માટે સમજાવું:
નહિ આ જડ પાણીનું ન્હાવું:
જ્ઞાનસ્વરનું ગાવું આતમ વાસમાં રે!

દોલત ને કીરત બે મીઠી,
ઝરણી તેં માયાની દીઠી;
મોહાધીન પડ્યો તું વ્યર્થ પ્રવાસમાં રે!

જ્ઞાન સમી શાંતિ ના તેમાં:
ભોળા રે! ભરમાયો શેમાં?
શું બેઠો દગ ખોઈ અવિદ્યાધ્યાસમાં રે!

ચાલ, સખે! હાવાં તો સાથે:
બોલાવ્યા બંનેને નાથે!
હેતે ગ્રહશે હાથે નિર્મલ હાસમાં રે!

I read

(Solitude of Alex

# અગતિ ગમન

બધા ઝાંખા તારા, વિધુ પણ મહીં તેજ ન મળે,
થયેલું અંધારું પથિક તરુછાયાથી સઘળે;
નહીં ચાલે તેમાં ચરણ, દિલ તો દૂર ફરતું,
સખે ! બીજે તો ક્યાં ? પ્રિય હૃદયની પાસ સરતું !

નહિ તો કેમ [illegible]

નથી તેં શું ક્યારે ક્ષણ વિરલ એવી અનુભવી ?
"સ્ફુરંતી ઊંડાણે" "અસર સહસા અદ્ભુત" નવી :
વિચારો રેલીને પ્રણયરસ સર્વત્ર ઉભરે,
અને ન્હાતાં ન્હાતાં હૃદય હૃદયાલિંગન કરે !

અને ત્યારે આંખો મૃદુલ શિશુના સ્વપ્ન સમ, ને
(પ્રેમના) જતી ભાસે સ્વર્ગે સહજ શિરના સ્વલ્પ નમને !
ફરી પાછું હૈયું ક્ષણ અવરમાં વાસ વસતું,
અને અંધારાથી ચરણ સમજી શીઘ્ર ખસતું !

'Sonnets from the Portuguese' નું અંગ્રેજી સાહિત્યમાં ૨૯મું –

# પ્રણયવચન માટે પ્રાર્થના

( મિસિઝ બ્રાઉનિંગના એક કાવ્ય ઉપરથી )

કહે, કે ચાહે છે : ફરી ફરી કહે, કે જિગરથી
મને ચાહે છે તું : કવિવર ! સુખેથી વચન એ
લખ્યું કાવ્યે તેવું પરભૃત તણું કૂજન બને !

વિચારી લે, વ્હાલા ! રસમય ટુહૂકા વગર એ
નદીતીરે, ખીણે, અગર ગિરિપૃષ્ઠસ્થિત વને,
બધી લીલા સાથે નહિ કદી વસંત પ્રગટતી !

પડ્યાં દૈવી જેવાં મધુર વચનો કૈં શ્રુતિ પરે,
હતી અંધારે ત્યાં; પ્રિયતમ ! પ્રતીતિ નહિ થતાં,
તને ચાહું છું, એ ફરી પણ કહે, એમ વિનવું.

કહે માટે, ચાહું, જિગર થકી ચાહું, પ્રસરતી
ભલે વાણી એ તો રજત જ ઝણત્કાર સરખી,
અને એકાંતોમાં પણ નહિ જતો માત્ર વિસરી !

# સ્નેહ માટે સ્વર્ગત્યાગ

( મિસિઝ બ્રાઉનિંગના એક કાવ્ય ઉપરથી )

સખે! એવું છે શું? મરણ મુજ શું સત્વર થતાં,
તને ઓછું આવે કંઈ પણ પછી જીવન મહીં?
અને શું આ મારે શિર કબરમાં ભેજ પડતાં
તને ઝાંખાં લાગે રવિકિરણ કાલાંતર અહીં?

સદા તારી, તોયે હૃદયગત આવી થઇ શકું,
નહીં એ જાણેલું: તદપિ કયમ હાવાં જઈ શકું?
અરે! મૂકી દે રે મરણ પરથી, જીવ! મમતા!
અને હાવાં, પ્રેમી! પ્રણય વરસાવી નયનથી,
પ્રિયાની સામે જો; શ્વસન કર મારા મુખ પરે!
અને જે બાલાઓ પરમ પદવી અર્પણ કરે,
ઝૂમીનોની સાથે, પ્રણયસુખની ખાતર મથી,
કરૂં હું એ તેવું: કબર દઈ આપી, જગતમાં
રહું તારી સાથે, નયન પરનું જીન્નત તજી.

# પ્રણયની ખાતર જ પ્રણય

( મિસિઝ બ્રાઉનિંગના એક કાવ્ય ઉપરથી )

સખે! મારી સાથે પ્રણય કરવો, તો પ્રણયના
વિના બીજા માટે નહિં, નહિં જ આવું મન કહી:
“સ્મિતો માટે ચાહું, દૃગ મધુર માટે, વિનયથી
ભરી વાણી માટે, અગર દિલના એક સરખા
તરંગોને માટે, અમુક દિન જેથી સુખ થયું!”
બધી એ ચીજો તો પ્રિયતમ! ફરી જાય, અથવા
તને લાગે તેવી; અભિમુખ અને તું પ્રથમથી
થયો, તે એ રીતે વિમુખ પણ રે! થાય વખતે!
અને આવાં મારાં જલભરિત લૂછે નયન જે,
દયા તારી, તેથી પણ નહિં, સખે! સ્નેહ કરતો:
રહે "કાંકે" તારી નિકટ, ચિર આશ્વાસન લહે,
ખુવે તે એ પ્રીતિ, સદય! નિજ આંસુ વિસરતાં!
ચહો વ્હાલા! માટે પ્રણય જ તણી ખાતર મને:
ગ્રહે કે જેથી એ નિરવધિ યુગોમાં અમરતા!

# વ્હાલાંઓને પ્રાર્થના

( અંજની ગીત )

રોનારૂં ભીતરમાં રોતું :
લ્હોનારૂં ભીતર ના લ્હોતું :
દૂર સખાનું હૈયું
સાથે રોતું ને જોતું !

વ્હાલાંઓ ! વ્હાલાંને કહેજો !
સાગરમાં તો સાથે વ્હેજો !
સ્હેવાનાં એકબીજાનાં
સાથે સૌ સ્હેજો

*

# ગાનવિમાન

સખી ! એ દૂર માનસનાં મને સપનાં ભાસે :
હવે થાકચો બની લાચાર પલ્વલના વાસે !

વસ્યો વર્ષો ઘણાં : વર્ષો ઘણાં ધોયાં ગાત્રો :
ન પોષી પ્રાણને હાવાં શકું ઘરડે ઘાસે !

દૃગે દૃગ સ્નેહની તારા સમી આંખુ તારી :
નહીં પણ પાંખની શક્તિ હવે મારા શ્વાસે !

રહ્યું કર્તવ્ય પણ ના, જો ! સલૂણો આકાશે,
તરે કલહંસ તારો નિર્મલે હસતો હાસે !

પ્રિયે ! પ્રેરાય જો તવ દિવ્ય ગાનવિમાન હાવાં,
ગ્રહી ઊડી શકું પ્હોંચું પછી ક્ષણમાં પાસે !

✱

# મિત્રને નિવેદન

વદને બહુ નીર ભરાય, સખે!
તનુ ચેતન માત્ર હરાય, સખે!
જલને પડદે સઘળે નિરખું:
નિરખું નહિ નેહ જરાય, સખે!

કર વ્હાર, સખે!
કંઈ સાર, સખે!
હૃદયામૃત માર્દવધાર, સખે!

ભવમાં તવ એક સહાય, સખે!
નયનો દ્વયને જ ચહાય, સખે!
નવ ઐહિક આશ, હૃદા સહુ જો
હૃદયે થકી સિંધુ તરાય સખે!

*

## વત્સલનાં નયનો ૧૮૯૭.

ખાડો
તિમિરાશયનાં ગહને પડતાં,
સપનાં વિધુરાં નઝરે ચડતાં :
સહું તે, પણ કેમ શકાય, સખે ! સહી
વત્સલનાં નયનો રડતાં ?

નહિં તે કંઇ દોષભર્યાં નયનો :
પણ નિર્મલ નેહસરોવર સારસ—
યુગ્મ સમાં પરિપૂર્ણ દયારસ : [illegible]
એ જખમી દિલનાં શયનો !
[illegible]

[illegible]

[illegible] we learn in suffering what we teach in song."

[illegible]

# સ્વર્ગગીત

( અંજની ગીત )

" માગો, કે વ્હાલાંઓ ! મળશે :
શોધો, કે વ્હાલાંઓ ! જડશે :
ઠોકો, કે વ્હાલાંઓ માટે
દ્વારો ઉઘડાશે !

" માગે છે તે તે કામે છે :
શોધે છે તે તે પામે છે :
ઠોકે છે તે તે વ્હાલાંને
દ્વારો ઉઘડાશે ! "

જુઓ [illegible]



# ઘવાયલો બુલબુલ

( અંજની ગીત )

અંધારામાં ઝૂરાએલો:
ઘૂવડ ચાંચે ચૂરાએલો:
કારાગારે પૂરાએલો:
ઘાયલ હો! બુલબુલ!

હૈયાને શાથી એ ખોલે?
શાથી એ બોલાવ્યો બોલે?
ઉલ્લાસે એ શાથી ડોલે-
ડોલાવે બુલબુલ?

# સ્થિતિભેદ

( અંજની ગીત )

આંબાડાળે કોયલ બોલે:
મલ્હારો મોરલિયા ખોલે:
વ્હાલાંઓ પોઢયાં હિંડોળે:
જાવું ત્યાં હાવાં !

*　　*　　*

આંખડલીનાં આંસુ ખૂટયાં:
હૈયાનાં દોરડિયાં તૂટયાં:
રણવગડે લૂટારે લૂટયાં:
જાવું ક્યાં હાવાં ?

*

# પવિત્ર ભોજન

(અંજની ગીત)

ભૂખે ના ભાખર જે ભાંગ્યો :
તરસે ના આસવ જે ફાંગ્યો :
છોડી તે સેવક સ્વામીનો
શબ્દ સુણી આવ્યો !

હાવાં તવ ભાખર છે લીધો :
દેવોનો દ્રાક્ષાસવ પી ધો :
દુનિયાએ છો અળગો કીધો :
સ્વામી, સાચવજો !

# પ્રભુપ્રાર્થના

( અંજની ગીત )

સાગર મોટા તાત દયાના !
એકલડા આધાર હયાના !
તારક ! ધારક ! વિશ્વશયાના !
સ્વામી એ મારા !

પાવન તારૂં નામ કરાજો :
સુસ્થિત તારૂં રાજ્ય ઠરાજો :
ઇચ્છા તારી સકલ સરાજો :
સ્વામી એ મારા !

# મેનાવતીનું મૃત્યુ

અશ્રુ ઉભરે આજ જનેતા અશ્રુ ઉભરે આજ
ન્હાય સકલ આ વિન્દ્યા શિખર
તારાનો સ્નેહ સમાજ-જનેતા—

વર્ષ ગયાં થઇ રાજ્ય ગયા પછી
આજ ગણું ગયું તાજ,-જનેતા—

તાજ હવે નહિ જોય તું સદૃશ
માનવ જાતિ સમાજ,-જનેતા—

લુપ્ત થશે વસુધા પરથી નહિ
તે તવ અદ્ભુત કાજ,-જનેતા—

તું જનની નહિ માત્ર ગુરુ પણ
છે તવ ભેખ કૃપા જ,-જનેતા—

હાવાં થયું ભવસાગરની પર
એકલ મ્હારૂં જહાજ,-જનેતા—

Christian meekness & compassion

## વ્હાલાંઓને ઉપદેશ

સાંભળજો, વ્હાલાંઓ! વચનો દીનનાં!
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો:
મોટો એ અધિકાર તમારો, માનવી!
અધિકારી છો જેનાં માનવ માત્ર જો!

એક પિતા પરમેશ્વર જાણો આપણો,
નિકટ સગાંઓ સમજો ભાઇ બહેન જો;
નીકો ન્હાની મોટી જે જીવો તણી,
વહતું તેમાં એક અખંડિત વહેન જો!

હસનારાંની સાથે હસવાનું ઘટે,
રડનારાંની સાથે રડવું તેમ જો;
એક બીજાનાં આંસુડાંઓ લૂછતાં,
ઊંચે ચડશો સ્ત્રી પુરુષો સૌ એમ જો!

ભૂતદયા છે ધર્મ બધાના મૂલમાં,
સઘળાએ સંતોનો એ ઉપદેશ જો;
દિવ્ય દયાસાગર! યાચંતાં આપજો,
દીન જનોને અમને એનો લેશ જો!

as we have many members in o
mbers have not the same office;
we being many are one in bo
every one member is one of

# કાર્ડિનલ ન્યૂમેનની પ્રાર્થના

ઓ સ્નેહજ્યોતિ! દોરો: દોરો: દોરો રે મને:

આસપાસ અંધાર છે, રજની કાળી ઘોર:
દૂર રહ્યો ઘરથી ઘણો, પગમાં લેશ ન જોર!
ઓ સ્નેહજ્યોતિ! દોરો: દોરો: દોરો રે મને!

પદરક્ષા કરજો, પ્રભો! પદ પર પાડી પ્રકાશ:
એક જ પદ માગું, નહીં આગળનો અભિલાષ!
ઓ સ્નેહજ્યોતિ! દોરો: દોરો: દોરો રે મને!

ન હતો આવો સર્વદા, ન હતો પ્રાર્થત આમ:
દોરો, તાત! દયા કરી, પહોંચું જેથી ધામ!
ઓ સ્નેહજ્યોતિ! દોરો: દોરો: દોરો રે મને!

માર્ગ નિરખવા ચાહતો, પસંદ કરવા તેમ:
પણ હાવાં પ્રાર્થું, પિતા! દોરો આપ જ એમ!
ઓ સ્નેહજ્યોતિ! દોરો: દોરો: દોરો રે મને!

# મેહમાનોને સંબોધન

મેહમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ, જે
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો !
મેહમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે :
ઉતર્યાં રંક ઘરે, શો પુણ્ય પ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી :
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો !
મેહમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

## વસંત-પ્રાર્થના

વસંત વનદેવતા! શુભ, સદૈવ સત્યંવદા,
કરે વિહગ વિશ્વનાં મધુર ગાન તારાં સદા;
અને વનવને, અનેક ગિરિને તટે, સાગરે,
ભરે અનિલ બાલકો વિરલ દિવ્ય તારા સ્વરો! ૧

વિભૂતિ વિભુની પ્રસન્ન તવ નેત્રમાં દીપતી,
તૃષા હૃદય દગ્ધની નિમિષ માત્રથી છીપતી;
સખી સકલ જીવની! સદય દેવિ! સાષ્ટાંગથી
નમી ચરણમાં અમે યુગલ યાચીએ આટલું:—

વસો અમ શરીરમાં, હૃદયમાં, અને નેહમાં,
કસો પ્રકૃતિ સર્વથા પ્રણયદાનની ચેહમાં;
વિશુદ્ધ સુખનાં લતાકુસુમ જીવને જામજો,
અપત્ય પરિશીલને વિમલ ધર્મને પામજો!

વસંત વનદેવતા! શુભ, સદૈવ સત્યંવદા,
કરો વિહગ વિશ્વનાં મધુર ગાન તારાં સદા!
અને અનિલ બાલકો વિરલ દિવ્ય તારા સ્વરો,
ભરો વનવને, અનેક ગિરિને તટે, સાગરે!

# સાગર અને શશી

(શંકરાભરણ)

આજ, મહારાજ! જલ પર ઉદય જોઇને
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે,
સ્નેહઘન, કુસુમવન વિમલ પરિમલ ગહન,
નિજ ગગન માંહિ ઉત્કર્ષ પામે;
પિતા! કાલના સર્વ સંતાપ શામે!
નવલ રસ ધવલ તવ નેત્ર સામે!
પિતા! કાલના સર્વ સંતાપ શામે!

subjective → objective

જલધિજલદલ ઉપર દામિની દમકતી,
યામિની વ્યોમસર માંહિ સરતી;
કામિની કોકિલા, કેલિ કૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી;
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!
તરલ તરણી સમી સરલ તરતી,
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!

# બાલ રુદન

પિતા ! પિતા ! જગત્પિતા ! તવ બાળકો રડે :
તવ બાલકો રડે, પિતાજી ! ધોધવા દડે ! પિતા૦

મદદ કશી આપે નહીં, મોટાં તવ સંતાન :
ન્હાનાં નિર્બલ બાલકો, પિતા ! અમે હેરાન !
તવ બાલકો રડે, ને નૈને ધોધવા દડે ! પિતા૦

ન્હાનાં પણ તારાં અમે, નહિ એ કોને ભાન :
સાચું કહેતાં સાચને, દુનિયાં કહે નાદાન !
તવ બાલકો રડે, ને આંસું ધોધવા દડે ! પિતા૦

# પશ્ચાત્તાપ

અરે! ધિક્કાર છે હુંને! બન્યો પાપી : બન્યો પાપી!
પિતાની સ્નેહની આંખો મહીં શૂળી, અરે! આપી!

તરફડું ધૂળમાં હોવાં : બદન પર ખૂબ સારૂં ખાક :
છતાં ના આગ હોલાતી! બન્યો પાપી : બન્યો પાપી!

પડ્યો કંગાલ હું ભેળે, નજરથી પાપને જોતો,
સળગતા નીચ ખાડામાં! બન્યો પાપી! બન્યો પાપી!

પિતા! આ પાપથી રક્ષો : શરણ માગું : દયા બક્ષો!
અરે! હું દુષ્ટ શું માગું? બન્યો પાપી! બન્યો પાપી!

છતાં માગું : પિતા! માગું : ક્ષમા માગું! સજા માગું :
અને એ નૂરની ઝાંખી પડેલો દાસ ના ત્યાગું!

## ચંદાને સંબોધન

તને હું જોઉં છું, ચંદા! કહે, તે એ જુએ છે કે?
અને આ આંખની માફક કહે, તેની રુએ છે કે?

અને તવ નેત્રમાં તે નેત્રનું પ્રતિબિંબ જોવાને,
વખત હું ખોઉં તેવો શું, કહે, તે એ ખુએ છે કે?

સખી! હું તો તને જોતાં, અમે જોયેલ સાથે તે,
સ્મરંતાં ના શકું સૂઈ! કહે, સાથી સુએ છે કે?

સલૂણી સુંદરી ચંદા! ધરા તવ સ્વચ્છ કિરણોમાં
હૃદયનાં ધોઉં છું પડ હું: કહે, તેએ ધુએ છે કે?

# વ્હાલાંને આરામ

( અંજની ગીત )

માગું હો વ્હાલાંને આરામ !
યાચું હો વ્હાલાંને આરામ !
પ્રાર્થું હો ભક્ષાવા, સ્વામી !
વ્હાલાંને આરામ !

વ્હાલાં, જે લાધેલાં માગી :
વ્હાલાં, જે સાધેલાં જાગી :
પ્રાર્થું તે રક્ષાવા, સ્વામી !
ભક્ષાવા આરામ !



## પ્રભુ પ્રાર્થના

નમું : નમું : જગત્પિતા ! નમું : નમું : નમું !
દયા કરો કે સર્વદા પદાંબુજે રમું !

આજ્ઞા પ્રમાણે દિલ મહીંના દ્વેષને દમું :
તે હું નહીં : હું તો ભવાટવી વિષે ભમું !

પાપોની સજા થાય તે નીચે પડી ખમું :
જીતાડો જગન્નાથ ! શાંતિએ પછી શમું !

દુનિયામાં ભલે કોઇને હું દીન ના ગમું :
તમને ગમું જો તાત ! તો ન કાંઇ તે સમું !

પ્રેરો ! પ્રભો ! પ્રસાદ તે રાજી થઇ જમું :
માગું નમી નમી આજ કે રસેશમાં રમું !

?

# એક પ્રશ્ન

( અંજની ગીત )

સર્વોપરિ સ્વામીની સેના
સુમનસ સકલ, હૃદય રસ જેના
નાથ નિવાસ, ભુવન ઉતરે ના–
એ તે કેમ બને ?

ॐ

## સખીને આમંત્રણ

ચાલો ને, સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇએ રે !
પુણ્ય સલિલ અવગાહનથી, સખી ! અંતર પાવન થઇએ રે !
ચાલો ને, સહિયર૦

પ્રભુના ગિરિથી અવતરે શાંત સદાશિવ નીર :
શમવે મનુકુલતાપને છાયા તરુવર તીર !

શીતલ સૌમ્ય સુધારસ, સુંદરી ! રેલી રહ્યો જઇ લઇએ રે !
ચાલો ને, સહિયર૦

સ્ફટિક વિશદ વરસી રહ્યા સુરસરિતાના ધોધ :
લલિત કરી ક્લાંતાત્મને પ્રેરે પ્રાણ પ્રબોધ !

સાડી સજો, સખી ! સ્નેહસુરંગી : વારિ પરસ્પર દઇએ રે !
ચાલો ને, સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇશું રે !

Make haste, O God, to deliver me; make haste to help me O Lord.

# પ્રાર્થના અને પ્રતિધ્વનિ

૪ "પિતાજી ! બચાવો : બચાવો : બચાવો મહાસાગરે !
૨ જીવ મારો બહુ ગભરાય ! બચાવો મહાસાગરે !

પારાવારે દુશ્મન મળી મારે, પિતા વિના તારે નહીં બીજો માનવી.
દયાનિધિ ! તમે જ સહાય ! બચાવો મહાસાગરે !

૩ નથી એકલની, નાથ ! હોડી : પૂંજી છે ના થોડી પિતાજીના સ્નેહની :
મારે વાંકે રખે એ ડુબાય ! બચાવો મહાસાગરે !"

*  *  *  *  *

"મહાસાગર દયા મહાસાગર ! વ્હાલાંઓ, ડરશો નહીં !
નથી સંસાર પારાવાર ! વ્હાલાંઓ, ડરશો નહીં !

દિલમાંના દુશ્મન દૂર થાશે, પાછા પડી જાશે પિતાજીના શબ્દથી :
પ્રભુ જીવનમાત્રાધાર ! વ્હાલાંઓ, ડરશો નહીં !

હોડી દાનવ ના શકે તોડી : વિધાતાએ જોડી બધાં નિજ બાલની :
સ્વામી સંકટે ઉદ્ધરનાર ! વ્હાલાંઓ, ડરશો નહીં !"

2 I am weary of my crying, my throat is dried; mine eyes fail while I wait for my God.
3 Let not them wait on Thee; O Lord, God of hosts, be ashamed for my sake. Let not those that seek Thee be confounded for my sake, O God of Israel.

# પ્રભુની પાઠશાલા

અમે ચેલા બધા ઘેલા : પ્રભુની પાઠશાલાના!
અમે ઘેલા અને મેલા : પ્રભુની પાઠશાલાના!

અમારામાં કશો ના માલ!
અમે તો મૂર્ખ ને કંગાલ!
છતાંએ બાળકો છઇએ : પ્રભુની પાઠશાલાના!

અમે ઘેલા બધા ચેલા : પ્રભુની પાઠશાલાના!
અમે મેલા અને ઘેલા : પ્રભુની પાઠશાલાના!

# ધર્મ વિજય

છો લાખવાર દયાળુ દેવ
મનુષ્ય ક્રન્દનને કસે,

છો સાત લાખ સવાર રક્ત—
સમુદ્રમાં સામે ધસે,

ત્હોએ નહીં ડરશો, પડી
સહુ ગર્ત્તમાં નીચે જશે,

સ્વામી સમર્થ સખા સદા
રાજાધિરાજ વિરાજશે !

## નવલ નિવેદન

( રાગિણી આશાગોડી )

આપે મને ન્હવરાવ્યો, ઓ તાતજી
આપે મને ન્હવરાવ્યો !
રંક ગરીબ હું ભાવ્યો, ઓ તાતજી
આપે મને ન્હવરાવ્યો !

શબ્દ સરોવર : તારક ભર્તા ;
સ્નેહસુધા છવરાવ્યો, ઓ તાતજી
આપે મને ન્હવરાવ્યો !

ભૂખ હતી શિવની કરુણાની :
ભાખર શો ખવરાવ્યો ઓ તાતજી !
આપે મને ન્હવરાવ્યો !

અદ્દ્ભુત પાઈ શરાબ કશાનો,
રાગ નવો ગવરાવ્યો, ઓ તાતજી !
આપે મને ન્હવરાવ્યો !

નારા મહીં નિજ સ્નેહે સુવાડી,
નર્મદાને ધવરાવ્યો, ઓ તાતજી !
આપે મને ન્હવરાવ્યો !

રંક ગરીબ હું આવ્યો, ઓ તાતજી !
આપે મને ન્હવરાવ્યો !
આપે મને ન્હવરાવ્યો ! ઓ તાતજી !
આપે મને ન્હવરાવ્યો !

ॐ

## અપાવરણ પ્રાર્થના

અંતરની શ્રુતિ ખોલો, ઓ તાતજી!
અંતરની શ્રુતિ ખોલો!
વેદનાં વાચક બોલો, ઓ તાતજી!
વેદનાં વાચક બોલો!

" हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ "

સુવર્ણમય પાત્રેથી સત્યનું મુખ બંધ જે,
ઉઘાડી આપ તું, પૂષન્! સત્યધર્મદૃગર્થ તે!

વેદનાં વાચક બોલો, ઓ તાતજી!
વેદનાં વાચક બોલો!
અંતરની શ્રુતિ ખોલો ઓ તાતજી!
અંતરની શ્રુતિ ખોલો!

# અનંત વાત્સલ્ય

આપ જ આવા તો જોયા, પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !
મેં તો માનેલું, કે ખોયા, પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

દુર્બલ, દીન, નિરાશ, વળેલો,
દૂરથી દેખી શું રોયા ? પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

પંકનિમગ્ન હતા ચરણો તે;
પોતે દયાથી શું ધોયા ? પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

સ્વચ્છ કરી જખમો સહુ જૂના,
લેપ લગાડીને લોહ્યા ? પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !

મેં તો માનેલું, કે ખોયા, પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !
આપ જ આવા તો જોયા, પિતા પ્રભુ !
આપ જ આવા તો જોયા !



# તારક સ્તોત્ર

( મિ. મેસનના ઇંગ્લિશ સ્તોત્ર ઉપરથી )

પ્રભુ તારકની સહુ કીર્તિ કરો,
 અવનીતલમાં અને સ્વર્ગ મહીં :
તેનું શાસન વિસ્તરો સર્વ જગે,
 તેના રાજ્યનો અંત જ આવો નહીં;

જે છે સારૂં અને સાચું, એ સહુનો
 તે છે આલ્ફા અને તે છે ઓમેગાઓ;
ઝરો ઝિંદગીનો, સવિતા દ્યુતિનો,
 બધા હર્ષ ખરા રહ્યા, તે ભેગા છે.

આદિ, અંત, તે ઈશ્વર માણસ છે,
 તેનું આંતર સત્ ન કો જાણી શકે;
પણ માનવ દૈવી રૂપ મહીં તેના
 આદિને અંત પ્રમાણી શકે.

જે છે, જે હતો, જે ફરી આવનારો છે,
 સનાતન, અનંત અહંબ્રહ્માસ્મિ,
પ્રભુ સૌ શક્તિમાન,સર્વોપરિ ઇશ્વર !
 દ્યાવાપૃથિવ્યૌ બોલો તથાસ્તુ !

## મનોહર મૂર્તિ

( કવ્વાલી )

દેવે દીધી દયા કરી કેવી મને,
    અહા ! મૂર્તિ મનોહર માશુકની !
નવરંગ, પ્રફુલ્લ, ગુલાબ સમી
    મૃદુ, મૂર્તિ મનોહર માશુકની !

નયને કંઇ નૂર નવું ચલકે,
વદને નવી વત્સલતા ઝલકે;
સખી ! એક જ તું ગમતી ખલકે
    મને, મૂર્તિ મનોહર માશુકની !

શિરકેશ સુકોમલ સોહી રહ્યા,
સ્મિત જોઇને તારક મોહી રહ્યા;
કામધેનુ શી બાલક દોહી રહ્યા
    તને, મૂર્તિ મનોહર માશુકની !

હૃદયે શુભ, ઉજ્જ્વલ ભાવ ભરો:
પ્રણયામૃતની પ્રિય ધાર ધરો:
સહચાર મહીં ભવ પાર તરો,
    સખી! મૂર્તિ મનોહર માશુકની !

# તારક સ્તોત્ર

( મિ. મેસનના ઇંગ્લિશ સ્તોત્ર ઉપરથી )

પ્રભુ તારકની સહુ કીર્તિ કરો,
અવનીતલમાં અને સ્વર્ગ મહીં :
તેનું શાસન વિસ્તરો સર્વ જગે,
તેના રાજ્યનો અંત જ આવો નહીં;

જે છે સારૂં અને સાચું, એ સહુનો
તે છે આલ્ફા અને તે છે ઓમેગાએ;
ઝરો જિંદગીનો, સવિતા દ્યુતિનો,
બધા હર્ષ ખરા રહ્યા, તે ભેગા છે.

આદિ, અંત, તે ઈશ્વર માણસ છે,
તેનું આંતર સત્ ન કો જાણી શકે;
પણ માનવ દૈવી રૂપ મહીં તેના
– આદિને અંત પ્રમાણી શકે.

જે છે, જે હતો, જે ફરી આવનારો છે,
સનાતન, અનંત અહંબ્રહ્માસ્મિ,
પ્રભુ સૌ શક્તિમાન, સર્વોપરિ ઈશ્વર !
દ્યાવાપૃથિવ્યૌ બોલો તથાસ્તુ !

# મનોહર મૂર્તિ

( કવ્વાલી )

દેવે દીધી દયા કરી કેવી મને,
અહા ! મૂર્તિ મનોહર માશુકની !
નવરંગ, પ્રફુલ્લ, ગુલાબ સમી
મૃદુ, મૂર્તિ મનોહર માશુકની !

નયને કંઇ નૂર નવું ચલકે,
વદને નવી વત્સલતા ઝલકે;
સખી ! એક જ તું ગમતી ખલકે
મને, મૂર્તિ મનોહર માશુકની !

શિરકેશ સુકોમલ સોહી રહ્યા,
સ્મિત જોઇને તારક મોહી રહ્યા;
કામધેનુ શી બાલક દોહી રહ્યા
તને, મૂર્તિ મનોહર માશુકની !

હૃદયે શુભ, ઉજ્જ્વલ ભાવ ભરો:
પ્રણયામૃતની પ્રિય ધાર ધરો:
સહચાર મહીં ભવ પાર તરો,
સખી! મૂર્તિ મનોહર માશુકની !

નવરંગ, પ્રફુલ્લ, ગુલાબ સમી
  મૃદુ મૂર્તિ મનોહર માશુકની !
દેવે દીધી દયા કરી કેવી મને,
  અહા! મૂર્તિ મનોહર માશુકની !

વર્ણન ન ગણવાને સમેટી લેવા માટે
તેને final touch અંતિમસ્પર્શ
આપવા માટે આ પુનરાવર્તન કર્યું

સુંદરમ્

# આપણી રાત

( કવ્વાલી )

શરદ પૂનમની રઢિયાળી સદા,
મને સાંભરે આપણી રાત, સખી !
હસે આકાશે ચંદ્રમા, તારા લસે;
મને સાંભરે આપણી રાત, સખી !

વદને નવજીવન નૂર હતું;
નયને પ્રણયામૃત પૂર હતું;
હૃદયે રસમાં ચકચૂર હતું;
મને સાંભરે આપણી રાત, સખી !

ન્હાતાં ન્હાતાં પ્રકાશમાં, પ્રેમ તણી
કીધી વિશ્રબ્ધ વાતો રસીલી ઘણી;
કલ્પનાની ઇમારત કૈંક ચણી;
મને સાંભરે આપણી રાત, સખી !

તારું સ્વાર્પણ અંતરમાં જ લહું;
કથા અદ્દભુત એ જઇ કોને કહું ?
સ્મરનાં જલ માંહિ નિમગ્ન રહું;
મને સાંભરે આપણી રાત, સખી !

રાત રૂપાળી,—રૂડી, રસાળી હતી;
આશકોની અપૂર્વ દિવાળી હતી;
આખી ઉત્સવ માફક ગાળી હતી;
મને સાંભરે આપણી રાત, સખી !

પ્રાણો આપણાનો ત્યારે યોગ થયો,
અંગે અંગનો ઉત્તમ ભોગ થયો;
અને આખર આમ વિયોગ થયો !
મને સાંભરે આપણી રાત, સખી !

હસે આકાશે ચંદ્રમા, તારા લસે,
મને સાંભરે આપણી રાત, સખી !
શરદ પૂનમની રઢિયાળી સદા;
મને સાંભરે આપણી રાત, સખી !

# মানসিংহ

# કલાપીને સંબોધન

સુરતાની વાડીના મીઠા મોરલા!
ઊછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો!
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા:
નયને ઝળુકે નમણું નિર્મલ હાસ જો!
સુરતાની વાડીના મીઠા મોરલા!

આંજે ને અજવાળે આંખડલી સખી,
અંતર ઉપર ઉઘડે આલમનૂર જો!
'હેત હૈયાનાં વહતી વાજે વાંસળી,'
ઊડે સ્વર આકાશે અંદર દૂર જો!
સુરતાની વાડીના મોંઘા મોરલા!

નંદનવનના પ્રાસાદોની ટોચથી,
મધુરી કેકા આજે શી ઉભરાય જો!
સુરભીઓની સાથે સંસારે સરી,
અંતર્દ્વારે ગીતા શી અથડાય જો!
સુરતાની વાડીના મીઠા મોરલા!

તત્સવિતાનું ભર્ગ વરેણ્યં ધીમહિ!”
ગાયત્રીનો જૂનો ભેદક મંત્ર જો!
આજે અન્ય પ્રકારે આ માથું નમે,
નમતો સાથે આત્માનો એ તંત્ર જો!
સુરતાની વાડીના મોંઘા મોરલા!

# હિંદ પર આશીર્વાદ

( રાગ વાગેશ્વરી )

ઉતારો જી અમ દેશે ઇશ્વર આશીર્વાદ.
બાંધવ દેશ થયા જાગ્રત સૌ :
એક રહી અમ દાદ !
ઉતારો જી અમ દેશે ઇશ્વર આશિર્વાદ. ૧

શતકો વીત્યાં ભર નિદ્રામાં,
કીધો પૂર્ણ પ્રમાદ;
પૂર્વજની ઉજ્જ્વલ કીર્તિની
ન કરી સાચી યાદ ! ઉતારો૦

જીવન વિગ્રહને નવ સમજ્યા,
કરતાં નિષ્ફલ વાદ :
આજ કરી કરુણા નવ યુગનો
નવલ સુણાવો નાદ ! ઉતારો૦

# પરિષત્સત્કાર

( ઝૂલણા ગીત )

નવલ યુગનો દિસે સૂર્ય આજે ઉદિત,
હિંદ સંતાન ઉલ્લસિત ફરતાં :
બાલ વીરો અને પ્રૌઢ વીરો સહિત,
વીર માતા તણાં વૃંદ સરતાં !
આદરો સંઘનું કાર્ય ઉછરંગમાં,
આર્ય સંસારનું સુખ વધારો :
પૂજીએ પરિષદે પુનિત પગલાં અમે,
બંધુઓ ને બહેનો, પધારો !

પરિષદો છે પુરાણી પ્રથા આપણી,
નવલ આનંદ શો આજ રેલે !
સર્વનાં નયનમણિ દીપ્તિમય ભાસતાં,
હૃદયના રંગ શા રાસ ખેલે !
કેળવો દેશમાં દિવ્ય શિશુવાટિકા,
સર્જનો ! પ્રથમ નિજ ઘર સુધારો !
પૂજીએ પરિષદે પુનિત પગલાં અમે,
બંધુઓ ને બહેનો, પધારો !

ॐ

## હિંદ માતાને સંબોધન

ઓ હિંદ ! દેવભૂમિ ! સંતાન સૌ તમારાં !
કરીએ મળીને વંદન ! સ્વીકારજો અમારાં !

હિંદુ અને મુસલમિન : વિશ્વાસી, પારસી, જિન:
દેવી ! સમાન રીતે સંતાન સૌ તમારાં !

પોષો તમે સહુને, શુભ ખાનપાન બક્ષી :
સેવા કરે બને તે સંતાન સૌ તમારાં !

રોગી અને નિરોગી, નિર્ધન અને તવંગર,
જ્ઞાની અને નિરક્ષર : સંતાન સૌ તમારાં !

વાલ્મીકિ, વ્યાસ, નાનક, મીરાં કબીર, તુલસી !
અકબર, શિવાજી, માતા ! સંતાન સૌ તમારાં !

સૌની સમાન માતા, સૌએ સમાન તેથી :
ના ઉચ્ચ નીચ કોઈ, સંતાન સૌ તમારાં :

ચ્હાહો બધાં પરસ્પર, સાહો બધાં પરસ્પર :
એ પ્રાર્થના કરે આ સંતાન સૌ તમારાં !

# હૃદયગીતા

( બિભાસ અને પરજના સ્વરોમાં )

ધીરજ ધરને, હૈયા તુ મારા !
આત્મા શાશ્વત અમર છે !
દૂર થવાનું, અંધ નિશાનું, અંધ નિશાનું, અંધ નિશાનું હા !
સ્વર્ગોમાં સ્નેહે ભેટવું !
સ્વામીનો શબ્દ તો સાંભળી માનજો :
દેહી શાશ્વત અમર છે :

નવ કુસુમ નવ મરતું !
પ્રભુ નિકટ ઝટ સરતું :
અયિ હૃદય ! ધૃતિ ધર
દિલ નજર કર :
વિરલ તરુવર,
વિમલ સરવર,
સમીપ સુરજનભવન ઝળહળતાં !

# કાંતાની પ્રાર્થના

( રાગ ગૌડ મલ્હાર : તાલ ત્રિતાલ )

વિભુ જે વિલસે, ચરાચરે હસે,
બધે વ્યાપ્ત વસે, રસે તે ભજું !
પૂરે ઇચ્છાને !

પતિ કાંત વર વિના નહિ અવર,
સકલ જગત સુખ સરવર, નરવર,
પરમ કારુણિક પિતા !

ઉપાધિ શમાવો,
કમાણી કમાવો,
જનોમાં જમાવો,
ન મારૂં ગજું ! નૂરે ભીંજાવો.

*

- બાળક કુલિયાંકી હીંડોળા રા ઝંઝોટી

# સ્મરદશા

( કલાઇડાની ધૂન : તાલ લાવણી )

રટ, રસના ! રટ રસના !
પ્રિયતમનું નામ રટ, રસના !

લવ ઇતર ઉપર અબ વસ ના !
પ્રિયતમનું નામ રટ, રસના !

દિવસ રાત બસ એ જ વાત,
જપ કર પ્રિય નરવર જસના !

જપ કર પ્રિય નરવર જસના,
પ્રિયતમનું નામ રટ, રસના !

મનોહર રૂપ સ્મરૂં !
ધ્યાન તે ધરૂં, કશાથી ન ડરૂં;
સાગરો તરૂં, બિયાબાં ફરૂં;
સર્વ પરહરૂં, કાંતને વરૂં !

અયિ રસિક રમણી ! જરી હસ ના !
પ્રિયતમનું નામ રટ, રસના !



# ફકીરી

( રાગ ભૈરવ : તાલ દાદરા )

હવે શરણે પ્રભુ ચરણે દયાઝરણે!
અફસોસ, અફસોસ, અફસોસ ના કરો!

સંસારના બંધ તમામ તૂટયા,
સંબંધીઓના પણ દોર છૂટયા;
હવે રહ્યું શાશ્વત જીવવાનું,
પ્રેમે પ્રભુના પદમાં જવાનું!

પ્રિય પિયૂ પરમ મુજ દિલને:
જલમાં, સ્થલમાં, સઘળી પલમાં:

શું કરૂં? દયિત! શું કરૂં?
ખમવું, ભમવું: દિલને દમવું: શિવમાં શમવું!

*

# વિરહાનલ

( રાગ હિંડોલ : તાલ દાદરા )

નહિ કંઇ ચેન પડે ક્યાંય રે, સજની એ !
ઘડી ઘડી પલ સ્મૃતિ ગભરાવે,
આંખ ન મિંચાય નહીં જાય રે રજનીએ !

ચિંતનથી પણ ઠારવા, કશો મળે ન ઉપાય,
સમજી ન હતી આવડી, વિરહાનલની લ્હાય !

બહુ બહુ યત્ન કરૂં, દિલને દિલાસા ધરૂં,
તદપિ ન શાંતિ મળે ક્યાંય રે, સજની એ !

ॐ

## રાસ

( રાગ બરવા જિલ્લા : તાલ હીંચ )

### કાંતા

સખી ! રમીએ, લો રાસ રંગમાં !
હો મારી સાહેલી રે ! મારી સાહેલી રે !
રમીએ, રમીએ લો રાસ રંગમાં !

રંગમાં ને અંગના ઉમંગમાં રે !
સખી ! રમીએ, રમીએ લો રાસ રંગમાં !

ભરી ભરતી હૈયાની ગહન ગંગમાં હો !
સખી ! રમીએ, રમીએ લો રાસ રંગમાં !

સહુ સાથે, હો ! સહુ સાથે,
પદ પાડી ફરો ફૂદડી !
ઉભય હાથે, હો ! ઉભય હાથે,
દઈ તાલ સરો, સુંદરી !
તરો સ્વર્ગ નવલ ભર્ગ ભરી નેત્રમાં !
હરો નિસ્સાર સંસારનો ભાર આ વાર
આ દ્વાર ક્ષેત્રમાં !

### ૧ લી સખી

લસે ઉલ્લાસપૂર, હસે હૈયામાં હૂર;
વસે દેવો ના દૂર, સખી સંગમાં,!

## ૨ જી સખી

સખી! શું તારૂં રૂપ રચ્યું તાતે અનૂપ!
જીવન જંગમાં!

## ૧ લી સખી

અહો! શોભે શો આજ સુંદરીનો સમાજ,
બને અંતરનો પાજ, સરે સ્વર્ગે અવાજ;
સખી કાંતા શિરતાજ સમી દીપન્તી!

## કાંતા

ફરંતાં, સરંતાં, તરંગે તરંતાં,
કલાઓ કરંતાં, સુભગો ભરંતાં!
ભરી ભરતી હૈયાની ગહન ગંગમાં હો સખી! રમીએ

## છેલ્લું આલિંગન

( રાગ જોનપુરી ટોડી : તાલ ગઝલ )

ભેટી લે પ્રાણુ મારા !
સ્વર્ગોમાં ફરી તો છે ભેટવું !

પ્રીતિને ના પરહરો : તાવો !
પ્રભુને ઉછંગે, પ્યારા ! લેટવું !

ભવમાં તવ આ મૈત્રી
હમેશાં ગવાશે, જનો નહીં ભૂલે !
મરજીવા બનીને,
સંસારે તો, પ્રિય ! તરો, તારો !
પ્રિયોને પ્રભુ પંથે છે જવું !

*

# સ્મિતપ્રભાને

ક્યારે મળું, ક્યારે મળું, એની એ જ ઝંખનામાં
સ્વપ્ન વિશે એકવાર ભેટ પ્રિયાની થઈ;
ઝટ દોડી ઝાલ્યો હાથ એટલે તો પાછી ચાલી
પરમ પ્રયાસ વતી હાથ છોડાવી દઈ;
પિયુ ઝંખવાણો પડ્યો, પરિતાપ તેનો જોઈ
ભીતિ બધી દૂર કરી સસ્મિત પાસે ગઈ;
સ્મિતપ્રભા જોવા આડે બીજું કૈં કરી ન શક્યો
એટલામાં અરે, હાય ! આંખ ઉઘડી ગઈ.

એ જ સ્મિતે હર્યું હશે કૃષ્ણનું રાધાએ ચિત્ત,
સુભદ્રાએ કુંતીપુત્ર મોહિત કર્યો હશે;
એ જ સ્મિતે દુષ્યન્તની ફેરવેલી હશે વૃત્તિ,
એ જ સ્મિતે નળરાય સતીથી ઠર્યો હશે;
એ જ સ્મિતે પુરૂરવ લુબ્ધ થયો ઉર્વશીમાં,
એ જ સ્મિતે વિશ્વામિત્ર દર્પને હર્યો હશે;
નહીં જોઉં એવું સ્મિત ફરી ફરી એમ જાણી,
પ્રીતમ મદાલસાનો ઘેલો થઈ ફર્યો હશે.

## સૃષ્ટિસૌંદર્યથી મન ઉપર થતી અસર

( માલિની )

મધુર મધુર થંડો વાય છે વાયુ આજે,
પરમ વિમલ શોભા ચન્દ્રિકાની વિરાજે;
અનુકુળ સઘળી છે હર્ષની આજ ચીજો,
અવસર નહિ આવે આ સમો કોઇ બીજો.

( અનુષ્ટુપ )

વધતું કહીને શાને વ્યર્થ મારે વધારવું ?
ફરવાને જવા ચાહું પ્રિયે ! આપે પધારવું.

( મંદાક્રાંતા )

વ્યાપ્યો આખા વપુ મહીં સુણી હર્ષ અત્યંત એને,
આવી સારી ઋતુમહિં નહીં થાય આનંદ કેને !
"થંડી વાશે પ્રિય પતિ, કદી તો પછી કેમ થાશે"
બાંધ્યો એવું કહિ–હસિ–મને પ્રેમથી હસ્તપાશે.

( રથોદ્ધતા )

સજ્જ એ ઝડપથી થઇ રહી, નીકળ્યાં સુખદતા મને વહી,
મંદ મંદ પ્રિય સાથ જાઉ છું, વાટમાં સરસ કાંઈ ગાઉછું.

( પુષ્પિતાગ્રા )

રસિક સમજીને પ્રમોદ પામી, નયનથી જોઈ રહીજ મારી સામી;
કર મહિં કરને નખાવી ચાલે, પ્રણય થકી પતિને પ્રિયા નિહાલે.

( વસંતતિલકા )

દેખાવ તો બહુ જ સુંદર આસપાસ,
શી ચંદ્રિકા ! કુસુમદામનિ શી સુવાસ !
આનંદ એ પ્રિયતણો વધતો જ ચાલ્યો
ને છૂટથી પ્રસરિને મન માંહિ માલ્યો.

( અનુષ્ટુપ )

થવા લાગી મને ચિંતા, કેમ આનું હવે કરું ?
હદથી વધતાં હર્ષ, પરિણામ થશે ખરું !

( મંદાક્રાંતા )

આવી ત્યાં તો વિકટ તરુની એક વિસ્તીર્ણ ઝાડી,
રે'તા જેમાં દિવસ સમયે નીચ લોકો અનાડી;
તેમાં શાથી કંઇ પડી ગયો વાતમાંહી વિરોધ,
આવ્યો તેના પર મન થકી તુર્ત અત્યંત ક્રોધ.

( અનુષ્ટુપ )

વિનોદ સઘળો એ કયાં કોણ જાણે શમી ગયો;
વાતચીત પડી બન્ધ સ્વર છેક નમી ગયો.

( સ્વાગતા )

વાર તો બહુ ગઈ ન હતી જ્યાં એ પ્રદેશ થકી મુક્ત થયાં ત્યાં.
અંધકાર ટળતાં અજવાળું, એ સુશોભિત બહૂજ નિહાળું.

( સોરઠો )

મન્દ સ્વરથી એક નાળું ત્યાં વહેતું હતું;
તે દેખીને છેક સર્વે તર્ક ફરી ગયા.

( સ્વાગતા )

ત્યાં સુધી " કદરહીન બહુ છે " વાક્ય એ ઉચરતો દુઃખમાં હું;
"એ જ એ જ જગ માંહિ સહુ છે" એમ શબ્દ નિકળ્યા મુખમાં ત્યાં.

( પુષ્પિતાગ્રા )

જગત બધું બહુજ શાંત લાગે, અતિશય દૂર પ્રસન્ન વીણ વાગે;
ગગન પણ ખુશી જણાય છે આ, પવન મનોહર રાગ ગાય છે હા !

( અનુષ્ટુપ )

મસ્તકે પડવા માંડયાં શીત અમૃતનાં કણો;
શાંત કોપ થયો મારો તથા હર્ષ વધ્યો ઘણો.

( વસંતતિલકા )

પ્રાણપ્રિયા મુજથકી હતી દૂર થોડી,
ત્યાં હૂં ગયો હૃદય સાથ જ તૂત દોડી;
દર્શાવિને નયનથી સહુ ફેરફાર,
છાતી સમો કરી રહ્યો ધરી થોડીવાર.

( દુહો )

અશ્રુ આવ્યાં આંખમાં, થયો ગળગળો સાદ !
પૂરૂં બોલી નહિ શકયો–' પ્રાણ–ક્ષમા–પ્રસાદ ! '

Cf પરંતપ(?)

( અનુષ્ટુપ )

લજ્જા તેણે તજી દીધી સ્વસ્થ તુર્ત મને કર્યો;
બાલાએ બાલચેષ્ટાથી ચિત્તના ખેદને હર્યો.

( ગીતિ )

શૂં શૂં ચેષ્ટા કીધી, તે વર્ણવવૂં નહીં ઉચિત ધારૂં;
અનુભવરસિકો સમજે, બીજાને શૂં જણાવવૂં વારૂ !

( સોરઠો )

મન્દ સ્વરથી એક નાળું ત્યાં વહેતું હતું;
તે દેખીને છેક સર્વે તર્ક ફરી ગયા.

( સ્વાગતા )

ત્યાં સુધી " કદરહીન બહુ છે " વાક્ય એ ઉચરતો દુઃખમાં હું;
"એ જ એ જ જગ માંહિ સહુ છે" એમ શબ્દ નિકળ્યા મુખમાં ત્યાં.

( પુષ્પિતાગ્રા )

જગત બધું બહૂજ શાંત લાગે, અતિશય દૂર પ્રસન્ન વીણ વાગે;
ગગન પણ ખુશી જણાય છે આ, પવન મનોહર રાગ ગાય છે હા !

( અનુષ્ટુપ )

મસ્તકે પડવા માંડ્યાં શીત અમૃતનાં કણો;
શાંત કોપ થયો મારો તથા હર્ષ વધ્યો ઘણો.

( વસંતતિલકા )

પ્રાણપ્રિયા મુજથકી હતી દૂર થોડી,
ત્યાં હૂં ગયો હૃદય સાથ જ તૂર્ત દોડી;
દર્શાવિને નયનથી સહુ ફેરફાર,
છાતી સમો કરી રહ્યો ધરી થોડીવાર.

( દૂહો )

અશ્રુ આવ્યાં આંખમાં, થયો ગળગળો સાદ !
પૂરૂં બોલી નહિ શકયો-' પ્રાણ-ક્ષમા-પ્રસાદ !'

(અનુષ્ટુપ)

લજ્જા તેણે તજી દીધી સ્વસ્થ તુર્ત મને કર્યો;
બાલાએ બાલચેષ્ટાથી ચિત્તના ખેદને હર્યો.

(ગીત)

શું શું ચેષ્ટા કીધી, તે વર્ણવવું નહીં ઉચિત ધારૂં;
અનુભવરસિકો સમજે, બીજાને શું જણાવવું વારૂ!

## સ્વર્ગગંગાને તીર

( અનુષ્ટુપ અને મંદાક્રાંતા )

સખે સ્વપ્ન થયું પૂરૂં ચાલી ગઇ વિભાવરી;
શું હવે સંભળાવું હું, નહિ જોઉં ફરી ફરી.

કાલે રાતે મુજ શયનમાં અપ્સરા એક આવી,
યંત્રો થોડા નવિન કરમાં રાખીને સાથ લાવી;
મારા સામું ક્ષણ નિરખિને પ્રત્યભિજ્ઞા લહે છે,
ધીમે ધીમે મધુર વચનો આ પ્રમાણે કહે છે.

'વિમાન લઇને સાથે, આવી છું આપની કને,
સ્વર્ગમાં ફરવા ચાલો, આજ્ઞા છે બાઇની મને.'

ઊભાં મારા તનુપર થયાં હર્ષથી સર્વ રોમ,
આવ્યું શબ્દો પ્રિયકર સુણી દેહમાં ખૂબ જોમ.
તેનાં યંત્રો ઉપર હળવે થાઉં છું હું સવાર,
ઊડું ઊંચે તદપિ નિરખું સૃષ્ટિસૌંદર્યસાર.

પર્વતો થાય છે નાના, રસા બાલક જેવડી;
સરિતા સર્વ મુક્તાની માલાઓ હોય તેવડી.

જોતામાં તો થઇ ગઈ સખે પૃથ્વી અત્યંત ન્હાની,
બીજા સર્વ ગ્રહગણ વિષે ઓળખું એહ શાની!
આવ્યો ત્યાં તો પરમ સુખને આપનારો પ્રદેશ,
સાહિત્યોની વિવિધ સુખનાં જ્યાં નહીં ખામી લેશ.

પૂર્ણ ચંદ્ર પ્રકાશે છે, વરસે છે સુધા સદા,
અંતરિક્ષ વિશે ગાય અપ્સરાઓ પ્રિયંવદા.

વૃક્ષોમાંથી પરિમલ લઈ વાયુ જે સંચરે છે,
સ્થાને સ્થાને હૃદયકમલો હર્ષથી તે ભરે છે,
મીઠા મીઠા રવ કરી કરે પક્ષિઓ સર્વ ગાન,
ક્રીડા કેરાં સદન નિરખી છેક ભૂલાય ભાન.

"બીજું જોવા નહીં દેવું આજ્ઞા છે એમ આકરી,
માટે આપ વળો આમ, કવિરાજ, કૃપા કરી."

લીધો રસ્તો પ્રિય સખિ તણું વાક્ય એ સાંભળીને,
છોડી દીધું અવર સઘળું અન્ય માર્ગે વળીને;
થોડી વારે પવનલહરી આવવા માંડી શીત,
ધીમું ધીમું શ્રુતિ પર પડયું દૂરથી કોઇ ગીત.

સાંભળી વિકૃતિ મારી આંખોમાં સહસા થઈ,
ઓળખ્યો સ્વર મેં એવું અપ્સરા સમજી ગઈ.

દેખાયો ત્યાં મધુર સ્વરના જન્મનો દેશ પાસે,
ઘાટાં વૃક્ષો મહિં પણ જહીં ચન્દ્રિકા સ્પષ્ટ ભાસે:
જોયો દૃષ્ટિ સ્તિમિત કરીને સ્વર્ગંગાપ્રવાહ;
જેથી મારો ઝટ શમી ગયો ગૂઢ મર્ત્યત્વદાહ.

દર્શાવે છે કરી ક્રીડા શકુન્તો મનનો રસ,
સજોડ પુલિનો પાસે રમે છે હંસ સારસ.

આંખોમાંથી મુખપર પડે જેમનું બાષ્પપૂર,
તે પોતાની પ્રિય સહચરી પાસ નાચે મયૂર;
ધોળાયાં છે પ્રણયરસથી જેમનાં ચક્ષ્વપાઙ્ગ,
રાત્રીમાંયે અનુભવ કરે હર્ષનો ત્યાં રથાઙ્ગ.

પશુઓ પક્ષિઓ વૃક્ષો પવનો પ્રસ્તરો સહુ,
ખૂબીદાર અહીં લાગે, દીસે આનંદમાં બહુ.

ધોળાં ધોળાં શશિકિરણ જે તોય સાથે ગળે છે,
તેથી તેને સરસ વધતી શ્વેત શોભા મળે છે;
વચ્ચે વચ્ચે સ્મરણ કરવા યોગ્ય દ્વીપો જણાય,
પાણી સાથે રતિ સમયનાં ભૂષણો ત્યાં તણાય.

પરિવર્તન પામે છે ચીજો ત્યાં આસપાસની:—
જલમાં રચના જોશો તરુ-તારક-ઘાસની.

એ સૌ શોભા તજી દઇ હવે ધ્યાન બીજે જ જાય,
આહા! પાસે મધુર રવ એ વીણનો સંભળાય;
જાદુ જેવા અજબ ગુણથી વૃત્તિઓ મૂઢ થાય,
ઝાઝું તો શૂં પણ અવયવી ચેતનાએ ભુલાય.

સ્વરથી થઇને લુબ્ધ વાયુ એ મંદ વાય છે;
વીણા દ્વારે ખરે કોઇ મોહિનીમંત્ર ગાય છે.

થોડે થોડે પરવશ થયું, સર્વ મારૂં શરીર,
દૃષ્ટિ ઝાંખી, જડ બની જતાં દૂર દેખાય તીર;
પાસે આવ્યું સ્થલ તદપિ તે મેં નહીં કાંઈ જાણ્યું,
શુદ્ધિ માંહીં મુજ મન પછી અપ્સરાએ જ આણ્યું.

જ્યાં હું આંખો ઉઘાડીને ઊતરું છું વિમાનથી,
અરે રે, હાય! એમાંનું મારી સામે જરા નથી.

નીચે ઊંડો શ્રુતિપથ થકી ઉતરીને ફરે છે
ઝીણો મીઠો વિરલસ્વર, એ ચિત્તમાં શું કરે છે?
ક્યાં એ સર્વે અજબ રચના આંખથી જાય ઊડી?
એની કેમે ખબર ન પડે શોકમાં જાઉં બૂડી!

કેની પાસે હતું જાવું અપ્સરા કોણ એ હતી,
એ વિચાર વિશે મારી હજી મૂંઝાય છે મતિ.

જાણું છું કે સ્વર અજબ એ હું જરા ઓળખું છું,
તોયે શાંતિ નહિ હૃદયને થાય એવો જ હું છું;
ઝાઝાં વર્ષો પર શ્રુતિપથે જે પડ્યો હોય, હાય!
એનો એ છે–ખચિત જ–સખે, એમ શાથી જણાય!

સ્વપ્ન અદ્‌ભુત એ મારૂં લંબાયું હોત જો કદા,
સર્વ નિશ્ચય થાતાં તો સંતોષી રે'ત સર્વદા.

રે! હૂં ક્યારે ફરી નયનથી સ્વર્ગંગંગા નિહાળું!
જ્યોત્સ્ના તો એ ટળી ગઈ–થયું પાસ અંધારૂં કાળું.
દુર્ભાગી હું શયન પરથી હાય! નીચે પડું છું;
પાછું આવે નહિ તદપિ તે સ્વપ્નને હું રડું છું.

જાણું છું નામ હું તોય જણાવું કેમ આપને,
અનુમાન જ હોવાથી બહુ સંદેહ રે' મને.

# પ્રિયા કવિતાને આશ્વાસન

( પુષ્પિતાગ્રા અને દ્રુતવિલંબિત )

" અરર મુજ હશે નસીબ કેવૂં
નથીં મળતું ક્યંહિ માન, હાય!" એવૂં
કહીં પછીં ચરણો વિશે પડે છે,
પ્રિય-કવિતા મુજ વેગથી રડે છે.

બહુ જ વિસ્મય ખેદ મને થયો,
તદન સ્તબ્ધ જ મૂઢ બની ગયો;
પણ પછી ઝટ શાન્ત જરા કરી
નિજ પ્રિયા સરખી હૃદયે ધરી.

રહીં પણ ગઈ એ જરાક છાની
બહુ દિલગીર હું થાઉં એમ માની;
મુજ મુખ ભણીં નેત્રને લહે છે,
અતિશય આર્ત્તસ્વરે પછી કહે છેઃ—

" દિલ દયા ધરીં માફ કરો મને
દુખીં થઈ કરું છૂં દુખીં આપને;
અરર જીવિત આમ ભલે જતું,
સહન, નાથ, નથી મુજથી થતું.

ગુણ નથી મુજ માંહિ એક સારો,
નિજ મનમાં, પ્રિય પ્રાણ, એ વિચારો;
તદપિ પ્રણય શીદને કરો છો,
મુરખ પ્રિયાપર ચાહના ધરો છો.

વિષમ ટેવ પડી મુજને ખરે,
હૃદયને બહુ માન ગમે અરે !
ગુણવિના પણ કેમ જ એ મળે ?
મફત નિર્બળતા થકી શું વળે !

નથી નથી નથી યોગ્ય હું તમારે
જીવતર આ નથી રાખવું જ મારે;
મનથી લઈ રજા હવે મરૂં છું,
પણ તમને પ્રિય મુક્ત હું કરૂં છું.

નયનથી બહુ નીર મને વહે,
હૃદય શબ્દ કહો કયમ આ સહે ?
વચન તો મુખથી નવ નીસર્યું,
તદપિ ચુમ્બન મેં હળવે કર્યું.

ધડક ધડક થાય હાય છાતી,
ધીરજ રહી મુજનીય સાવ જાતી;
વદનકમલ, જોઇને કહું છું,
નજર ઠરાવી ત્યહાંજ હું કહું છું:-

"કદર અવર શું જનો પિછાને?—
મન મહીં એ ધરી, શોક કોણ આણે?
ઉભય મળી મને ખુશી કરો છો,
પર પરવા શીદ અન્તરે ધરો છો."

મધુર શબ્દ થકી ખુશ મેં કરી,
દિલગિરી મનની સઘળી હરી;
કરી વીદાય કહી બહુધા અને,
વિરહથી બળતી વનિતા કને.

૧૮૮૩-૮૪

ૐ

# ચંદાનો સંદેશો

( ૫૬ )

આવો, અંદર આવો, વ્હાલાં, વાસમાં !
સંદેશો શો લાવો ચંદા બ્હેન જો ?
કોમલ શીતલ મધુર સુધા વરસાવતાં
સ્નેહ ભરેલાં નમ્ર તમારાં નેન જોઃ આવો૦ ×

" હૃદય સરોરુહ જીવન સમજી પોષજોઃ
જનસેવાનો ધરજો શાશ્વત ધર્મ જોઃ
પ્રભુ પિતાના પુણ્ય પુરાતન પંથમાં
સ્નિગ્ધ પરસ્પર કરજો કેવલ કર્મ જો ! " આવો૦

*

## સામ ( Psalm )

( રાગિણી આશાગોડી )

માર્ગો બતાવ ઓ સ્વામી ! મને તવ પંથો શિખાવ દયાના !
દોર મને તવ સત્યની માંહીં, શીખવ વિશ્વશયાના !
મને તવ૦ માર્ગો૦

તું જ પ્રભુ મુજ તારણ કેરો દિનભર તુજ પર થાના !
મને તવ૦ માર્ગો૦

[ સુધારેલો પાઠ ]

માર્ગો બતાવ, ઓ સ્વામી ! મને તવ પંથો શિખાવ દયાના !
દોર મને તવ સત્યમાં, શિક્ષણ આપ દયાલ !
તું સ્વામી તારણતણો દિનભર તુજ હિ ખયાલ !
માર્ગો૦

## શાંતિ પ્રાર્થના

(૫૬)

ઓમ્ શાંતિ સદા શિવ આપો, દયાઘન! શાંતિ૦
સંહરો સંકટો શાપો, કૃપાઘન! શાંતિ૦

શાંતિ, પિતા, શુભ નામ તમારૂં
પાપ પ્રબલ, પ્રભુ, કાપો! દયાઘન૦

સેવક હોઇ નથી કરી સેવા
શુદ્ધ જપ્યા નથી જાપો! કૃપાઘન૦

સ્થાન ભવાટવી, ગાન પશૂનૂં,
તમ કરે, પ્રભુ, તાપો! દયાઘન૦

## આંતર સપ્તપદી

( ૫૬ )

આ પિતા, કર્યાં ક્રૂર કર્મો:
હણ્યાં મર્મો: પડ્યો; રડ્યો: પડ્યો! પડ્યો!

મને ન હતી આશા:
ખરે, પિતા! મને ન હતી આશા!
તેમાં અચાનક ગંભીર ગહ્વરે
દિવ્ય સુવર્ણિત જ્યોતિ જ્વલન્ત!
સ્નેહવસ્તુ! જ્ઞાનરૂપ! અનન્ત!

# નયન પ્રાર્થના

(૫૬)

આપ જ તાતજી દોરો હવે મને — આપ૦
રોતો હું આપનો છોરો હવે૦

જંગલમાં ભટકયો બહુ ઘાટે, વાટે મળ્યા કારા ચોરા—
હવે૦ રોતો૦

ગર્ત્ત બધે પડતો ઝરડાતો આવી શકું નહિ ઓરો—
હવે૦ રોતો૦

ॐ

# બિરાદરોને પ્રાર્થના

( રાગિણી આશાગોડી )

સ્નેહ કરો ન સતાવો, બિરાદર! સ્નેહ૦
અન્ય અહીં નહિ લ્હાવો, બિરા૦
એક પિતા પરમેશ્વર સૌનો એ નિજ કર્મે બતાવો.—
બિરાદર૦
પ્રાણપદાર્થ કરી પુરુષાર્પણ ક્લેશ વિશેષ પતાવો.—
બિરાદર૦

❧

( ૫૬ )

વ્હાલાંઓ, શા માટે સતાવો ?
વાંક કશો જો હોય બતાવો !
પરમેશ્વરમાં પાપ પતાવો
માગૂં એ હાવાં !

વિશ્વપિતાનાં આપણુ બાલો:
સાંકડમાં તો સાથે ચાલો !
વસુધાની વાડીમાં મ્હાલો
માગૂં એ હાવાં !



## સ્નેહગીત

( ૫૬ )

પોકારૂં બેસી બારણે, વ્હાલાં ! ઉઘાડો દ્વાર;
વ્હાલાં ઉઘાડો દ્વાર, ઓ વ્હાલાં, પોકા૦

હૈયું દેવાલય ખરૂં દીન દયાનું દ્વાર,
યજમાનો માનવ બધા સારનો એ સાર,
ઓ વ્હાલાં, શાને લગાડો છો વાર,
ખોલો દ્વાર, આવો બ્હાર, પ્રાણાધાર ! પોકા૦

*

# અનંત સહચારની પ્રાર્થના

( ૫૬ )

અત્યારે અબઘડી મળીએ, ઓ પ્રિયતમે, અત્યારે૦
હૃદય પરસ્પર હળીએ, ઓ પ્રિયતમે, અત્યારે૦

લગ્ન થયાં તે આપણો પ્રભુ ઘરમાં સહબન્ધ,
સ્મરણ કરૂં, બોલી તહીં '<u>શિરને સોંપ્યું સ્કન્ધ</u>'! અત્યારે૦

Ephesians Ch. 5 = Verse: 23 – 33

Corinthians:

# કવિતાદેવીને પ્રાર્થના

( ૫૬ )

ઓ દેવી ! દેવી ! દેવી ! બોલાવી એ ના શકું.
તારાં હૃદયનાં દ્વાર ખોલાવી એ ના શકું.

મલિન કર્યું હૈયું હજી નહિ તવ આસન પાત્ર,
જ્વલતાં પશ્ચાત્તાપમાં શુદ્ધ હજી નહિ ગાત્ર.
ઓ દેવી૦

✿

# સ્વર્ગસ્થ દેવીને પ્રાર્થના

( પદ )

આવો, આવો, આવો, આવો, દેવી!
આવો, આવો, આજ!

માગૂં આવો, આવો, આવો, દેવી!
આવો, આવો, આજ!

રજની ખીલે છે નવી નિર્મલ ધવલ પ્રકાશ,
સાગર ગાય સુહામણું હૃદયે પ્રકટે આશ:
સ્વામીનાં દયાળુ દેવી! કરશો ના નિરાશ,
માગૂં કરશો ના નિરાશ.

દેવી! આવો, આવો, આવો, આવો,
આવો, આવો, આજ!

વિશ્વાનિ દેવ સવિતર્ etc.

(૫૬)

દીન ઉપર દયા કરજો, નાથ, દીન૦
વિશ્વદુરિત પરિહરજો, ઓ તારક, દીન૦

દીન છતાં અમે બચ્ચાં તમારાં કરુણા સુધારસ ઝરજો,
ઓ પિતા, કરુણા૦ દીન૦

ઓ સવિતા, પરમેશ, પિતાજી ! ભર્ગ નયન માંહી ભરજો,
ઓ પિતા, ભર્ગ૦ દીન૦

વિશ્વાનિ દેવ સવિતુર્દુરિતાનિ પરાસુવ
યદ્ભદ્રં તન્ન આસુવ-
એ [illegible] પ્રાર્થના ઉપરથી.

# કુસુમની બિમારી

કુસુમ મારૂં કરમાય, અરર! હૈયું ભરમાય;
ઉંડૂં ઉંડૂં શરમાય: સખે, શું કરૂં હવે?

"દાવાનલમાં દેશનાં બહુ બહુ કુસુમ હણાય,
સહુ તે જીવન પામવા તાત સમીપ તણાય!"

શ્રુતિ સ્વર્ગોની તોય, ભુવન જેનાથી સ્હોય,
નયનધારા તે લ્હોય, સખે, શું કરૂં હવે?

સૌમ્ય સ્નેહોને ધામ: એકલાને આરામ;
કુસુમ નિરખું તે આમ! સખે શું કરૂં હવે?

## પતિપત્ની સંવાદ

( રાગ : પહાડી ઝીંઝોટી : તાલ દીપ )

સ્નેહ ઝરણી ! સખી ! સ્નેહ ઝરણી !
રૂપ વપુ શોભાય :
દેખી દિલ લોભાય !

આવ, વ્હાલમની પાસ આવ :
સુંદરતા ખાસ લાવ :
અંતરના હાવભાવ
લેશ, સખી ! ના છુપાવ:
સ્વર્ગોની સાચી સરણી !

કૃપાના છો નિધાન:
પ્રાણના છો જી પ્રાણ:
હું તો દાસી અજાણ:
મને આવું શું માન !
અહો સ્વામી સુજાણ !
કરો ચાહે તે પાન:
દેહીએ દીધેલું દાન !

કુલની કામિની !
દિલની દામિની !
યમની યામિની !
પ્રણની વામિની !
સહુ સંતાપની શામિની !

વીરા કંઈ હરજો જી;
કીરા કંઈ કરજો જી;
ઉલ્લાસે ફરજો જી;
ભાગ્યોદય ભરજો જી;
સાગરિયે સરજોજી, રાજ!

*

## શાસ્ત્રોપદેશ

( રાગ ખટ: તાલ ચતુસ્ર જાતિ ત્રિતાલ )

સદા વચન ઋત બોલોને !
અતિશય અહિત રહ્યું અસતમાં :
સાચું કહ્યા થકી હાનિ ભલે થાય,
તદપિ ન ઇતર ધર્મ મતમાં !

### सत्यमेव जयते

ના ડરવાનું : ના ફરવાનું :
વિરલ ગહન વ્રત કઠિન વિષમ સત પરમ સાધુ તણું !
ફલ પણ તેમાં ઘણું :
શાસ્ત્રો બોધે એવું ફરી ફરી :
ખરૂં હૃદય નિજ ખોલોને !

ॐ

# કાંતની સ્મરદશા

( રાગ ભૈરવી : તાલ ત્રિતાલ )

હા ! અગન ઇશ્કની જાગે !
હા ! અનહદ લગની લાગે !
સંસારે મસ્ત છું !

તન, મન, ધન, સહુ જલસમ વિગલિત:
હા ! હા ! હો ! મસ્ત છું !

સુતનુ હૃદય સહ વળગી,
ક્ષણ પણ નવ કરું અળગી;
નયનસુમણિ શિર કલગી !
હા ! હા ! હો મસ્ત છું !

ઇશ્ક છે શી ચીજ તે કવિ મસ્તને પૂછયું ઘટે,
દિલ સુનેરી પાત્રને વૈરાગ્યથી લૂછયું ઘટે;
આતશે ઇશ્ક તે છે, જેમાં સમંદર બલ જાય !
કોરઆને વેદે કહ્યું : તેમાં અહંતા જલ જાય !

વિભૂતિ વિરલ પરમની,
વિમલ, સુખદ, શી રમણી !
નવલ કુસુમ શી નમણી !

# કાંતાની સ્મરદશા

( રાગ કાફી: તાલ ત્રિતાલ )

હા ! સમજું ન શું મને થયું !
દૃગથી ગયું બલ, ના રહ્યું !
કુમાર નિહાળી બિમાર છું:
મારૂં બાલાપણું એ વહ્યું !

અનુભવ આ નવો હુંને,
હૃદયને પૂછવું કોને ?
કશાથી થાય ના શાન્તિ,
અનેરી ઊછળે ભ્રાંતિ !

નઝર ના ઠરે, ગિરિવરો પરે:
એ જ સૂરત ! એ જ મૂરત ! નૈન ઝૂરત દર્શને !

હાવાં શું નહિ મળશે ? શું નહિ વળશે ?
શું નહિ કળશે ?
ભાસે પાસે, હાસે રાસે !

*

લાવણી.

# કાંતને સંબોધન

( રાગ ઝીંઝોટી : તાલ ત્રિતાલ )

શાં વ્હાલાં લાગે વેણ તમારાં કોડીલા કુંવરજી !

ઉછાળા મારે શૂર, તનમાં ધસે પૂર;
નૈનમાં હસે નૂર, ચિંતાઓ કરે ચૂર !

ઓ મારા પ્યારા ! મારા પ્યારા ! મારા પ્યારા !
રેલાવો રતિધારા ! ખેલાવો ખેલ સારા !
કોડીલા કુંવરજી !

અયિ સુવીર ! હૃદય કીર ! નિકટ નીર ! સુખદ તીર !
ધર ન ધીર કાં ? ધર ન ધીર કાં ? ધર ન ધીર કાં ?

અંતરમાંના ઊમળકા શા ખોલું ? જાણો છો મરજી !
જાણો છો જી મરજી !

*

## હિંદીવીરોને સંબોધન

( રાગ પહાડી: તાલ તિસ્રજાતિ દાદરા, તિસ્રજાતિ દીપચંદી,
તથા ચતુસ્રજાતિ ત્રિતાલ)

પ્રમાદને છોડી,
કીર્તિ તરફ જોડી,
હૃદય સમરમાં ચડો,
આગ્રહથી દોડી;

પાછી પાની જરાએ ના ઘટે:

વીરો કશાથી ના ડરે લાખો શરો સામે !
દેશને બચાવવા કે લોકના ભલાને માટે,
જખમ કદી પડે, શ્રમ તનને ચડે,

છતાં અન્ય નહીં ધન્ય:

નવ ડરો, નવ ફરો, શ્રમ હરો,
ઉર ધરો જય ખરો, નયન ત્યાં ચોડી !

❀

# અંતિમ પ્રાર્થના

( ૫૬ )

ઊંચાં પાણી મને આ સતાવે પિતા !
પ્રભુ તારક ! સત્વર ઉદ્ધારી લ્યો !
કૈંક નારકી દૃશ્ય બતાવે, પિતા !
મને પાતકીને દયાથી તારી લ્યો !

મારી હોડી ખરાબામાં તૂટી ગઈ :
મારી જોડી હા ! માયા તે લૂંટી ગઈ :
મારી હિંમત છેક જ ખૂટી ગઈ :
પ્રભુ તારક ! સત્વર ઉદ્ધારી લ્યો !

મારાં પાપ તણો અરે પાર નથી :
મારા અન્તરમાં કશો સાર નથી :
ભવસાગરે અન્ય આધાર નથી :
પ્રભુ તારક ! સત્વર ઉદ્ધારી લ્યો !

પૃ. ૨ ઉપર ખંડો પાડેલા છે તે મુજબ વાંચવું. અંગ્રેજીમાં સોનેટ ( sonnet ) નામનો કાવ્યપ્રકાર મશહૂર છે તેનો આ પ્રયોગ છે. તેમાં ૧૪ ચરણ આવે છે અને ચમત્કારવાળી પ્રાસ-રચનાઓ થઈ શકે છે.

જુવાનીના પરોઢમાં કવિએ પોતાના સુહૃદ સાથે જ્ઞાનના અનેક પ્રદેશોમાં વિહાર કરેલા તેને કુદરતની સુંદરતાવાળા કોઈ પ્રદેશમાં કરેલી આનંદયાત્રાના રૂપે વર્ણવે છે. એ વ્યંગ્યાર્થ વિના, કેવલ કુદરતના ચિત્ર તરીકે પણ વર્ણન હૃદયંગમ છે.

સૌમ્ય વય: દુનિયાંના અનુભવના તાપથી હજી તપ્ત નહિ થયેલી માટે સૌમ્ય. કેવળ બાલ્યજીવન નહિ પણ જ્ઞાનજીવનનું પરોઢ માટે સ્હવારે. બાલસૂર્ય ઉદય પામતાં જ જેમ પર્વતના શિખર ઉપર પ્રથમ કિરણો નાંખે છે તેમ જુવાનીમાં કલ્પના અને બુદ્ધિ ઊંચા આદર્શો બાંધે છે, માટે શૈલશિખરે.

અને કુંજે કુંજે: પ્રો. ઠાકોર કહે છે: "આ કુંજો કઈ? આ મયૂરો કોણ? સામાન્ય વાંચનાર આ શબ્દોને સામાન્ય અર્થમાં લઇને પણ કાવ્યાર્થ અને તેમાંનો રસ પામી શકે છે, તો-પણ આ સોનેટ ( sonnet ) લખાઈ તે વખ્ત અમારા મનમાં ખાસ કરીને કઈ કુંજો હતી તે જાણીને કેટલાકને એ કવિતા

વધારે આકર્ષક પણ બને. પ્હેલે દરજ્જે ઇંગ્રેજી સાહિત્યની કુંજ, બીજે દરજ્જે પ્રાચીન ગ્રીક સાહિત્યની કુંજ, ત્રીજે દરજ્જે યુરોપીય સાહિત્યની કુંજ; અને એ કુંજોમાંના મયૂરો તે એકલા કવિઓ અને નાટકકારો નહીં, કેમ જે મણિશંકરને લૅન્ડોર અને રસ્કિન, બેકન બાર્કલી અને માર્ટિનો, ગિબન અને હિરોડોટસ, પાસ્કાલ અને પ્લેટો, પ્લૂટાર્ક અને કાર્લાઇલ, ગ–અ–થ અને ટૉલસ્ટૉઇ ઉપર કંઈ ઓછી પ્રીતિ ન હતી. ડૂમા અને લિટન, લેસિંગ, હ્યૂગો અને જ્યોર્જ ઇલિયટ, મૅથ્યુ આર્નોલ્ડ અને સેન્ટ બવ પણ એમણે ઠીક વાંચ્યા હતા." જુઓ પ્રો. બલવંતરાયે સ્વ. કાન્તની પહેલી સંવત્સરી નિમિત્તે વાંચેલું તા. ૧૬–૬–૧૯૨૪નું "મણિભાઇની કવિતા વિશે કેટલીક અંગત માહિતી." એ વ્યાખ્યાન. યુગધર્મ પુ. ૪ પૃ. ૨૭૫.

તરંગોનાં સ્વપ્નસ્મિત—તાદાત્મ્યે છઠ્ઠી. તરંગો એ જ સ્વપ્નસ્મિતો. જાગ્રદવસ્થાનાં સ્મિતોમાં હર્ષેતર ભાવોનું મિશ્રણ હોવાનો સંભવ છે પણ સ્વપ્નનાં સ્મિત કેવળ સાત્ત્વિક હર્ષ જ વ્યક્ત કરે છે.

કવિ સૌંદર્ય તરફના સ્વાભાવિક આદરને લીધે તેને કુસુમો અર્પે છે તે, રમતી રમતી જતી એવી સરિતા પણ સ્વીકારતી હોય તેમ ઉર પર ધારણ કરે છે. આ ધન્ય દૃશ્ય જોવાને ભાગ્યશાલી થયેલાં તરુઓ પણ તેથી ઉત્સુક બની ગયાં! પ્રો. ઠાકોરે દર્શાવેલા વ્યંગ્યાર્થ પ્રમાણે એ સરિતાનો અર્થ સરસ્વતી કે કવિતાકલા કરી શકાય, જેને કવિ પુષ્પો ચડાવે છે અને તેથી આસપાસનાં તરુઓ, સહૃદયો ઉત્સુક બની જાય છે. પણ એ અર્થ ન લઇએ તો પણ આ વર્ણન સુંદર છે. તેમાં આવતાં સ્વપ્નસ્મિતોનો વિલાસ, કુસુમોનું અર્પણ, રસિક રમણીનું તે ઉરપર ધારણ કરવું અને પાસેનાં તરુઓનું ઉત્સુક બનવું એ અર્થોમાં કોઇ રમણી

તરફના કવિના સ્નેહનું અસ્ફુટ મધુર વ્યંજન છે. એ અર્થ પણ અભિપ્રેત હોવાનો સંભવ છે. આગળ આવતા 'રતિને પ્રાર્થના' કાવ્યમાં તો મિત્રના સ્નેહને એક રમણીનું રૂપ આપેલું છે અને એ રમણીને પોતાની પ્રિયતમાનું જ સૌંદર્ય આરોપેલું છે. (જુઓ એ કાવ્યનું ટિપ્પણ) અહીં કાવ્યના દૂર રણકારમાં માત્ર એવું અસ્ફુટ વ્યંજન રાખેલું છે. છેલ્લા ચરણની કલ્પના અતીવ મનોહર છે.

ઠરી સ્થાને° : જગતની હવામાં ઘણા કાવ્યોદ્‌ગારો ઊડી ગયા. થોડા જ આત્માના અનુભવના કોઈ ગહન સ્થાને સચવાઇ રહ્યા.

અને તેને–તેને એટલે ઉદ્‌ગારોને. ત્રુટિત સરખા વીણામાં છે માટે તરલ.

## પૃ. ૪. ઈશ્વર સ્તુતિ

સને ૧૯૦૯ માં પૂર્વાલાપ પ્રગટ કરવાની ઇચ્છા થયેલી ત્યારે તેના પ્રારંભમાં મૂકવા રચેલી.

કર્તાને હિન્દુઓના સર્વ દેવોમાં શંકર માટે અનન્ય ભાવ હતો, એમ સાંભળ્યું છે.

અવતરે જે માનવી માતથી–ઇશ્વિરાવતારની પ્રાચીન હિન્દુ માન્યતાનો આ ઉલ્લેખ છે. જે માનવી થઇને માતાને ઉદરે અવતાર લે. અથવા જે માનવી માતાથી–મનુષ્યજાતિની માતાથી અવતાર લે. કદાચ, જીસસ ક્રાઇસ્ટ મનુષ્યમાતાથી અવતરેલ અને તેને માનવી પિતા નહોતા એ ક્રિશ્ચન માન્યતા પણ અહીં ધ્વનિત થતી હોય. અને એવો અર્થ કરીએ ત્યારે 'સામ્બ'નો અર્થ માતા–મેરી સહિત ક્રાઇસ્ટ એવો થાય. ૦

પૃ. ૧૧

પૃ. ૪. મારી કીસ્તી

પ્રથમ પ્રસિદ્ધ થયું બુદ્ધિપ્રકાશના ૧૮૮૯ના ઑગસ્ટના અંકમાં. તેમાં 'કિસ્તી' શબ્દ અપરિચિત હોવાથી 'કિરતી' શબ્દ મૂકયો હતો અને નીચે ફુટનોટમાં લખ્યું હતું કે 'એક નવાઇ તરીકે' એ કાવ્ય પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

અન્ય દશા° : મારી જગ્યાએ કોઈ અન્ય હોત તો આ તોફાની દશા જોઇને ડરી જાત અને ધીમે ધીમે સંભાળી સંભાળીને ગતિ કરત.

સફરનો હતો° : સફરનો શોખ હતો...છતાં આટલાં બધાં વરસ કેમ ઝુકાવ્યા વિના બેસી રહ્યો !

પૃ. ૫. મૃગતૃષ્ણા

આકાશમાં° : આકર=આકરો. ભાષાની છૂટ.

પૃ. ૭. માતાપિતા સ્મરણ આર્ત્ત દિલે કરે છે : આર્ત્ત દિલથી મૃગબાલા પોતાનાં માતાપિતાને સંભારે છે.

પૃ. ૮. રમા

છત્ર જેવા°—દિંડીને મળતો ઢાળ છે.

પૃ. ૧૧. કલ્પના અને કસ્તુરીમૃગ

પૃ. ૧૨. કે આપની° : આપની રાણી, કવિતા દેવી : નીચેના સંબંધથી લેવું.

આહા ! એવું°—ચિત્ર નજર આગળ ખડું થતું જાય છે તેમ તેમ વર્ણન ચાલે છે. 'ગહન વન આ એક ઊભું જ થાય' અર્થાત્ આંખ આગળ ખડું થાય.

પૃ. ૧૩. નીચે નદી ગહનમાં તરુઓ તણાય;

એ પંક્તિનો પાઠ કાવ્યમાધુર્યમાં આ પ્રમાણે હતો :

નીચે નદી વહનમાં તરુઓ તણાય

પૃ. ૧૪. મારું જઈ° : કલ્પનાદૃશ્ય જોનાર કવિ મૃગને બચાવવા પારધીને મારે છે. પણ તેથી બીન પડી જાય છે અને સંગીતમાં ભંગાણ પડતાં મૃગ મૂર્છિત થઈ જાય છે.

પૃ. ૧૫. અતિજ્ઞાન

પ્રથમ પ્રસિદ્ધ થયું સૂરતના 'ગુજરાત દર્પણ' નામના વર્તમાન પત્રમાં–વસંતવિજય પહેલાં.

ઉદ્ગ્રીવ દૃષ્ટિ કરતાં : ઊંચી ડોક કરીને નજર કરતાં.

રાજગૃહ--ગૃ સંયુક્ત વ્યંજન નથી છતાં સંયુક્ત વ્યંજન હોય તેની પેઠે અહીં આગલા લઘુને થડકારો આપી ગુરુ કરે છે. કાન્ત તત્સમની જોડણીમાં અન્ત્ય સ્વર સિવાય હ્રસ્વનો દીર્ઘ કરવાની કોઇ જગાએ છૂટ નથી લેતા અને એ અન્ત્ય સ્વરની છૂટ કદી કર્ણકટુ લાગતી નથી, છતાં અહીં, ઋકાર, સંયુક્ત વ્યંજન જેવો થડકારો આપે છે તેનું કારણ એ જણાય છે કે એનો ઉચ્ચાર રકારયુક્ત સંયુક્ત વ્યંજન જેવો જ ગુજરાતમાં થાય છે. 'અમૃત' નો ઉચ્ચાર 'અમ્રત' કે 'અમ્રુત' જેવો જ થાય છે, બહુ બહુ તો એ સ્વર છે એમ બતાવવા એ સંયોગ નિર્બલ હોય તેવો ઉચ્ચાર થાય છે. કવિનું ઉપાદાન બોલાતી અને સંભળાતી ભાષા છે એ જોતાં આ દોષ ન ગણાવો જોઇએ, અથવા કવિની સુક્ષમ્ય છૂટ ગણાવી જોઇએ. 'વિકૃતિ' 'શતશૃંગ' વગેરે શબ્દોમાં કવિએ આગળ પણ આવા પ્રયોગો કર્યા છે.

અનિષ્ટભાજનને=અનિષ્ટ પાત્ર, કુપાત્ર એવા દુર્યોધનને.

પૃ. ૧૬. ત્રિકાલનું જ્ઞાન : સહદેવને ત્રિકાલનું જ્ઞાન હતું પણ કોઈ બાબતનું ભવિષ્ય કોઈ પૂછે નહિ ત્યાં સુધી ન કહી શકાય એવું એને બંધન હતું.

લઈ જઈને° : પ્રિય અર્થાત્ પ્રિયાને, વક્ષની સમી કહેતાં છાતી સંરસી લઈ જઈને, તેને મસ્તકથી પોતાના હાથે ઝાલી રાખીને, તેના ઉપર પોતે ( સહદેવ ) નમી રહ્યો. ચિત્ર સુંદર છે.

પૃ. ૧૭. રહી જરા° : એ સ્થિતિમાં થોડીવાર રહીને, કંઈ વિચાર આવતાં છૂટો થાય છે.

વિચારતાં° અને રહી જરા° એ બે શ્લોકમાં, સહદેવને દ્રૌપદીનું અનિષ્ટ ભાવિ પ્રત્યક્ષ થતાં કરુણજન્ય સ્નેહ થાય છે તેથી તે ભેટીને ચુંબન કરવા જાય છે, અને એટલામાં, પતિએ પત્નીનું કરવું જોઈએ એવું રક્ષણ તે કરી શકવાનો નથી માટે, ચુંબનનો તેને અધિકાર નથી એમ વિચાર આવતાં આશ્લેષ છોડી દે છે.

કરાય શું° અને રજની મહિં° : આ નિષ્ફળ અતિજ્ઞાનને લીધે તેને ઘણીવાર ચિંતાઓ થતી તેથી ઊંઘ ન આવતી. એવા અનેક પ્રસંગોમાં આજ સુધી દ્રૌપદીના સૌન્દર્યનો સાત્ત્વિક ઉપભોગ તેની ચિંતાઓનો શામક હતો. પણ આ પ્રસંગે જ્યારે ચિંતા દુઃસહ છે ત્યારે એ ઉપભોગનો અધિકાર નથી !

પૃ. ૧૮. સ્નેહશંકા

ત્વચ નવ ફરીવાર ધરતાં : નવી છાલ ફરીવાર ધારણ કરે છે.

સદા ચિંતા° : બીજાઓ માટેની ચિંતા જેવી વૃત્તિને પરિહરવા સદા અભિમુખ, તત્પર રહું છું. બીજાંઓની મને પરવા નથી બીજાંઓની મને ચિંતા નથી.

પૃ. ૧૯ રાજહંસને સંબોધન

પ્રો. બલવંતરાય ઠાકોરે ૧૮૯૦માં બી. એ.ની ડીગ્રી લીધી તે પ્રસંગ ઉપર તેમને ઉદ્દેશીને આ કાવ્ય લખાયેલું. કૉનવોકેશન-માંથી નીકળતાં જ, "ગ–અ–થના ફા–ઉસ્ટ (ઇંગ્રેજી તરંજુમા)ની એક નકલ એમને માટે ખરીદીને જ કોનવોકેશનમાં ગયો હતો, જે તેમાં કાગળ સાથે, એમણે આ કવિતાનું પાકિટ મારા હાથમાં મુકયું, ને મેં એ ચોપડી એમના હાથમાં મુકી દીધી." એ સંબંધી પ્રો. ઠાકોર લખે છે: "મારી પાસે આ °સંબોધનની મૂળ પ્રત છે, તેમાં

સખે રાજહંસ

એમ મથાળું છે, અને અંતે

"ચાહી પ્રવાસ બાકીનો સુખરૂપ થજો તને"
અભિનન્દન આપું છું પ્રિય, ઉલ્લાસથી તને.

હું છું તારો,
**સારસ.**

એ પ્રમાણે અંત છે. પૂર્વાલાપમાં આ મથાળું અને આ અંત બંને છોડી દીધાં છે, તે યોગ્ય જ કર્યું છે.

ક્ષણ સુખતણી આવી પાછી કદાચ મળે નહીં;
અવર વિસરી એકત્વે થા તું સાંપ્રતની મહીં!

એ પંક્તિઓ જ અંગત આશીર્વાદ કે સલાહ કે સામાન્ય ચિત્રની અંતિમ રેખા તરીકે ઉત્કૃષ્ટ છે."

પહેલી સંવત્સરી વ્યાખ્યાન. યુગધર્મ ૪,૨૭૭.

પૃ. ૨૦. વસંતવિજય

૧૮૯૦ના જાન્યુઆરીના બુદ્ધિપ્રકાશમાં મકરન્દની નીચેની

ટીકા સાથે પ્રથમ પ્રસિદ્ધ થયું.

આ કાવ્ય મારા એક મિત્ર—જે મુંબાઈની યુનિવર્સિટીના ગ્રાડ્યુએટ છે/ તેમનું રચેલું છે. એમનું **मारी किश्ती** નામે કાવ્ય આ ચોપાનીઆમાં અને **अतिज्ञान** બીજે ઠેકાણે પ્રસિદ્ધ થયેલાં છે. **वसंतविजय** વિરલ સર્વાનુભવરસિક કાવ્ય છે. આ કાવ્યના અર્થ અને મર્મના પ્રકાશન સારૂ જ્યાં જ્યાં જરૂર છે ત્યાં ત્યાં હું નીચે ટીકા આપું છું. સર્વ ટીકાની જવાબદારી મારે શિર છે. એક બે સ્થળ સિવાય તેમાં કવિનો કશો ભાગ નથી.

મકરંદ.

આ કાવ્યની કથા મહાભારતના આદિપર્વના સંભવ પર્વના પાંડૂપરમ નામના ૧૨૫મા અધ્યાયમાંથી લીધેલી છે; એ અધ્યાયના પ્હેલા બાર શ્લોકમાં જ આ કાવ્યનું વસ્તુ આવી જાય છે. એક વખતે પાંડુ રાજા મહારણ્યમાં શિકાર કરતો હતો. ત્યાં કિંદમ નામે મુનિ અને તેની ભાર્યા મૃગમૃગીને રૂપે મનુષ્યોની લજ્જા મુકી રતિ કરતાં હતાં. મૃગ જાણી પાંડુએ તેમને બાણથી ભેદી નાખ્યાં. મરતાં મરતાં પોતાનું સ્વરૂપ ધારણ કરી તે તપસ્વી ઋષિપુત્રે પાંડુને શાપ દીધો કે સર્વ પ્રાણીઓના હિત અને ઈપ્સિત કાલમાં તેં મારી કામમોહિતની હિંસા કરી માટે હે મૂઢ! તારો પણ એવી જ અવસ્થામાં અન્ત આવશે. ઋષિના મરણ પછી શોકદુઃખાર્ત્ત પાંડુએ વનમાં તપ કરી દેહ પાડવાનો વિચાર કર્યો. તેની બે સ્ત્રીઓ—કુન્તી તથા માદ્રી—એ કહ્યું કે હમે પણ કામસુખ તજી ઇન્દ્રિયોનો નિગ્રહ કરી તારી સાથે તપ કરીશું. પછી તેઓ વનમાં રહ્યાં અને શતશૃંગ વગેરે પર્વતોમાં ફર્યાં. (ત્યાં પાંડુથી ભિન્ન કારણથી કુન્તીને ત્રણ અને માદ્રીને બે પુત્ર—પાંચ પાંડવ—થયા.) અધ્યાય ૧૧૮–૧૨૪. હવે આપણા કાવ્યની કથા શરૂ

થાય છે. એક પ્રસંગે વસંત ઋતુમાં વનમાં ફરતાં વનની લીલા જોઇ પાંડુના હૃદયમાં કામ ઉત્પન્ન થયો. માદ્રીએ વાર્યાં છતાં પાંડુ કામને દાબી શકયો નહિ. શાપનો ભય છોડી બળથી માદ્રીને ગ્રહણ કરતાં પાંડુ કિન્દમ ઋષિની અવસ્થામાં મરણ પામ્યો. આટલા પ્રસંગને લઇ આ કાવ્ય રચ્યું છે. એમાં વસંતશ્રી તપ ઉપર વિજય વર્ણવ્યો છે. કેટલીક વાર કામ ઇન્દ્રિયનિગ્રહને જીતે છે અને અનિષ્ટના પૂર્વજ્ઞાનથી તેથી દૂર રહેવા કરેલો નિશ્ચય વિકારના પ્રાબલ્ય અગાડી જતો રહે છે તેનું કવિયે યથાસ્થિત વર્ણન કર્યું છે. સદ્ અને અસદ્ વૃત્તિનો વિરોધ થતાં મનમાં કેવી અકળામણ થાય છે, મનમાં કેવા જુદા જુદા ભાવ ઉત્પન્ન થાય છે, મન કેટલી વાર સત્કર્મનો ( કે ઇષ્ટકર્મનો ) નિશ્ચય કરે છે ને કેટલીવાર તે નિશ્ચય તોડી પાછું નિર્બળ થઈ પડે છે. અને અંતે કેવી રીતે અસદ્ ( કે અનિષ્ટ ) વૃત્તિનો જય થાય છે, મનુષ્ય સદ્ ઇષ્ટનું જ્ઞાન છતાં અસદ્ અનિષ્ટ કૃત્ય કરે છે તેનું રસમય ચિત્ર કવિએ અત્યુત્તમ કૌશલથી આપ્યું છે. નીતિશાસ્ત્રના એક ઉપયોગી તત્ત્વનું ઉદાહરણ આપતાં કવિયે પરોક્ષ રીતે પ્રશસ્ત ઉપદેશનું યોજન કર્યું છે. સર્વાનુભવરસિક કવિતાના ત્રણે વિષય–સૃષ્ટિરચના, પ્રસંગ અને જનસ્વભાવ–નો એમાં સમાવેશ થયો છે. વર્ણન, વૃત્તાંત અને મનોવૃત્તિના ચિત્રમાં છેલ્લાનું ચિત્ર વિશેષ મહત્ત્વનું છે અને તે આ કાવ્યમાં અદ્ભુત છે.

શ્લોક ૧. [ નહીં નાથ° ] કાવ્યની કથા ત્રીજા શ્લોકથી શરૂ થાય છે પણ પ્રસ્તાવના દાખલ વચમાંથી એક શ્લોક કહાડી કવિયે પ્હેલો મુકયો છે. ચમત્કારની આ એક યુક્તિ છે. માદ્રીની આ પાંડુપ્રતિ ઉક્તિ છે.

શ્લોક ૨. [ હજારો વર્ષો° ચોથું ચરણ પ્રથમ આ પ્રમાણે

હતું-વટી જો કે વેળા અસીમ શતશૃંગે વિચરતાં.] ચરણ ૧ અન્વયઃ એ (ઉપરનાં) વચન નિકળ્યાંને હજારો વર્ષો વહી ગયાં. ચરણ ૨. 'ખરે' આ શબ્દ નિરર્થક નથી. આટલાં વર્ષ પછી ઉપલાં વચન વિસ્મૃત થયાં હશે એમ લાગે પણ કવિ કહે છે કે ખરે તેમ નથી. મારા મનમાં તો તે હજી આજ બોલાતાં હોય એમ રમી રહ્યાં છે અને તેના વક્તા શ્રોતા હજી મારી નજર અગાડી છે. સ્થિતિનો પૂર્ણ અનુભવ કરવા કવિ સર્વ ચિત્ર પ્રથમ કલ્પનાદ્વારા પોતાની સમક્ષ ઉભું કરેછે. ચરણ ૩. 'સહુ' અલબત્ત, સહુ સહૃદય, કવિના ભાવ અનુભવનારા. ચરણ ૪. 'અસીમ' ખરેખરી રીતે અસીમ નહીં પણ એટલી લાંબી કે સ્મૃતિ રહેવા માટે અસીમ લાગતી.

શ્લોક ૩. [ગિરિના°] પ્રાન્તમાં કોઇ=કોઈ પ્રાન્તમાં. પર્ણ-કુટી=પાંદડાંની બનાવેલી ઝુંપડી. બંને રાણી=કુન્તી અને માદ્રી. કરતાં કાલ ત્યાં ક્ષય, (કાલનો ક્ષય કરતાં.) સાધારણ રીતે, કાલ સર્વનો ક્ષય કરતો કહેવાય છે પણ 'કાલનો ક્ષય કરવો' ઇંગ્રેજી 'To kill time' આવાં વાક્યોમાં એ કલ્પનાનો વિપર્યય થાય છે. કાલ એકમાં અવિભક્ત અને વિભાજક ને બીજામાં વિભક્ત અને વિભાજ્ય કલ્પાય છે.

શ્લોક ૪. [નિદ્રા°] 'દુઃસ્વપ્નદર્શન', આ અપશકુન ભવિષ્ય-માણ અનિષ્ટની સૂચના કરે છે. તેમ જ વળી મનની અવ્યવસ્થા થતાં તે અસ્વચ્છ થઈ પોતાના અહિતમાં પ્રવૃત્ત થાય છે. ચરણ ૩. 'જે' આ કવિ આવી જોડણી ગણસુલભતા માટે નહિ પણ પોતાની પદ્ધતિને અનુસરીને કરે છે. \કવિની પ્રાન્તીય ભાષા ઘણે ઠેકાણે જણાઇ આવે છે./

શ્લોક ૫. [ધીમે શયનને°] શબ્દો એ-ઉપરનો પ્હેલો શ્લોક

આખો. પહેલો શ્લોક આ જગાનો છે પણ તે ઉપર આપ્યાથી અહીં તેનું પ્હેલું ચરણ જ મુકયું છે. એ શ્લોક પ્હેલો મુકયાથી પ્રસ્તુત વિષયના એકદમ અકૃત્રિમ આરંભ સાથે વાંચનારની જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. કાવ્યનો યોગ્ય રીતે આરંભ કરવો એ કુશલતાનું કામ છે.

શ્લોક ૬. [ પ્રિયે માદ્રી° ] આહ્નિક=નિયમિત સમયે કરવાનાં સંધ્યાપૂજાદિ નિત્યકર્મ.

પૃ. ૨૧. શ્લોક ૭. [ન જવાનું°: જૂના પાઠમાં 'જાગૃતિ' શબ્દ છે.] ચરણ ૩, ૪. સાધારણ રીતે નિદ્રા આવી અને ગઇ એમ કહેવાય છે, અહિં કવિયે એથી ઉલટી કલ્પના કરીછે કે જાગૃતિ ( જાગૃત અવસ્થા ) આવી, ક્ષણવાર રોકાઈ અને પાછી ફરી ગઇ. આ કલ્પના પણ યુક્ત છે. જાગૃત અવસ્થામાં નિદ્રા આવે તેમ નિદ્રાવશતામાં જાગૃતિ આવે. 'હતી' અને 'હતી' ના અનુપ્રાસથી દોષ ભાસશે કે એના એ શબ્દથી અનુપ્રાસ મેળવ્યો છે, પણ, વાસ્તવિક રીતે 'થઇ હતી' ને 'ગઇ હતી'નો અનુપ્રાસ છે.

શ્લોક ૮. [ સારૂં થયું° ] 'સાચી બિના,' પોતાને દુઃસ્વપ્ન આવ્યાં છે, અને જીવ સ્વસ્થ નથી તે.

શ્લોક ૯. [ કંસારી તમરાંઓના° ] ચરણ ૩, ૪. સ્થલ અને કાલ ( રાત્રિનો ) શાંત છતાં તે બન્નેને એ અવાજો ભાવતા હતા, માફક આવતા હતા, શાંતિ અને નાદનો વિરોધ લાગતો નહોતો.*

* શાન્તિમાં ભંગાભાસ કરનાર અપ્રધાન શબ્દ શાન્તિમાં જ ડુબી જઇ શાન્તિ પૂર વ્યાપી રહેતું દર્શાવવાની--શાન્ત સ્થળ તથા કાળને, શાંત છતાં એ શબ્દો ભાવતા હતા, અનુકૂળ થતા હતા, સ્વરૂપ થઇ શાન્તિભિન્ન જણાતા જ નહોતા.--આ રીત અપૂર્વ તથા ખૂબીદાર છે. પ્રિયંવદા ૧૮૯૦ પૃ. ૧૩૨.

એકના એક સ્વર ચાલ્યા જવાથી સ્વરભેદના અભાવને લીધે સ્વર શાંતિમાં ભળી જતા હતા. એ જુદા ભાવ એકાકાર થઈ જતા હતા. સરખાવો

"એ નાદ વડે નિઃશબ્દ શાન્તિના રાજ્ય વિશે,
"નવ ભંગ થતો કંઇ લેશ,—શાન્તિ અદકી જ દિસે.

કુસુમમાળા ( રા. નરસિંહરાવ કૃત ) ×

શ્લોક ૧૦. [ વહે થંડો° ] ચરણ ૨. 'આજે' ન હોય તો પ્રભાત થવા આવ્યું છે તે માટે ઘણા થોડા તારા છે એમ કહી શકાય.

શ્લોક ૧૨ [ ઝાંખી ભરેલ° ] ચરણ ૧. 'ઝાંખી ભરેલ' એ 'જલનું' વિશેષણ છે, 'સ્થિરતા'નું નહિ. ચરણ ૨. 'કયંહિએ' અર્થાત્ પ્હેલાં માદ્રી સાથે અહિં વિલાસ કર્યો હતો તે વગેરેમાં. રાજાની વિકૃતિની અહિંથી કંઇક શરૂઆત થાય છે, તેમાં 'માદ્રીવિલાસ' સરને વિકૃતિનું પ્રથમ કારણ કરવામાં કવિયે બહુ કૌશલ વાપર્યું છે. ચમત્કારમય અને તે છતાં અકૃત્રિમ આકસ્મિકતાથી એક પછી એક વિકારોત્પાદક કારણો આવી મળે છે.

× આ કુસુમમાળાના ઉદાહરણને સર્વથા લાગૂ ભાગ્યે પડશે. ત્યાં તો શાન્તિનું જોર પ્રધાન હોઇ, કોઈ વિરલ શબ્દ ઊઠી આવે તો તે બંધ પડતાં જ પડછાના બળે શાન્તિ અધિક જ જણાય,—જેમ અંધકારમાં જરાક ભડકો થઈ જતો રહેતાં અંધકાર વિશેષ વ્યાપે, તેમ—; એ કારણથી જ શાન્તિભંગ નથી થતો એમ આશય છે. આ સ્થળમાં, તમરાંના નાદમાં પણ આ કારણ અસંભવનીય નથી. પરંતુ મકરન્દનું કારણ વધારે સુઘટિત છે.

એજન. પૃ. ૧૩૨.

શ્લોક ૧૩ [ અનિદ્રા શ્રમથી° ] ચરણ ૨. ધૈર્યભ્રંશ–વિકારના આબલ્યને મદદ કરનારૂં આ એક બીજું કારણ છે. ચરણ ૩, પૂર્વના=ગૃહસ્થાશ્રમના. [જૂના પાઠમાં 'પૂર્વના' હતું] સ્મરણોમાંજ,– નિદ્રા ન આવે ત્યારે ઘણી વાર વિચારપરંપરા ઉત્પન્ન થઈ કાર્યથી કારણ કે ઉત્તરથી આદ્ય એ ક્રમમાં થઇ ગયેલી બિનાઓનું સ્મરણ થાય છે. સરખાવો "I've thought of all by turns, and still I lie sleepless. Wordsworth. રાજાને ક્રમનસીબે પૂર્વના સ્મરણમાંના વિલાસે વિકારને સહાયતા કરી.

પૃ. ૨૨. શ્લોક ૧૪ [ થવા માંડયાં° ] ચરણ ૨. અન્વય, ઉઠેલી સૃષ્ટિના સહુ વિષમ સ્વર સાથે ભળે ( એમ થવા માંડયું ). વિવિધ પ્રાણીઓના જુદા પડતા સ્વર સઘળા સાથે ભળી કાનપર આવવા લાગ્યા. ચરણ ૪. 'નવીન સરખો'=કંઇક નવો અને કંઇક જુના સાથે ભળી જતો. [જૂના પાઠમાં 'નવલ' ને બદલે 'નવીન' હતું]

શ્લોક ૧૫. [ કોલાહલ થવા° ] ચરણ ૩, ૪. સહોક્તિ અલંકાર. આક્ષોભનું વધવું 'વધે' શબ્દથી કહેલું છે અને રક્તિમાનું વધવું 'સાથે'ના અર્થના સામર્થ્યથી માલમ પડે છે. સરખાવો

**सह मणिवलएहिं बाहधारा गलन्ति । काव्यप्रकाश.**

( મણિવલયનિ સાથે આંસુધારા ગળે છે. )

ચરણ ૪ માં 'એ' શબ્દથી અલંકાર કથળી જાય છે, 'વધે' જાણે પ્રથમ રક્તિમા જોડે આવી ગયો હોય એમ આભાસ થાય છે, અને 'વધે' પ્રધાનતાથી 'આક્ષોભ'નો વિધેય છે એ પ્રતિપત્તિ બરાબર થતી નથી. 'એ' ને બદલે 'ત્યાં' હોય તો

દોષ ન આવે.*

શ્લોક ૧૬. [વૃક્ષો અદશ્ય°] ચરણ ૧. 'અદશ્ય', પ્હેલાં અદશ્ય હતાં તે હવે પ્રકાશથી દેખાય છે. ચરણ ૨. દડે છે=ગબડે છે. આંસુ દડદડ પડે છે આ વાક્યમાં આ શબ્દ વપરાય છે. ચરણ ૩. 'તજી'નું કર્મ 'દેશ' છે અને 'ચડે છે'નો કર્તા 'ચક્ષુ' છે. આ શ્લોકમાં 'પડે છે', 'દડે છે', 'ચડે છે', અને 'અડે છે' આ અંત્ય શબ્દો વર્તમાનકાળનાં ક્રિયાપદ હોવા છતાં તેમના અર્થ કંઇ જુદી જુદી છાયામાં જાય છે. 'પડે છે,' શુદ્ધ વર્તમાન, 'દડે છે'=દડતાં માલમ પડે છે, 'ચડે છે'=શુદ્ધ વર્તમાન, 'અડે છે'=અડતાં માલમ પડે છે. ચરણ ૪. 'નભને અડે છે', ઘણી ઉંચાઈ માટે આ કલ્પના સાધારણ છે. સરખાવો

"નભ ચુંબતિ આ પેલિ માળ ગિરિરાજનિ ઊભી"

કુસુમમાળા.

"प्रासादमभ्रंकषमारुरोह" कालिदास.

શ્લો. ૧૮. [ઉઠી જોતાં°] ચરણ ૧. 'બદલાયેલ', સૂર્યનો પ્રકાશ વધ્યો તેથી. ચરણ ૨. પ્રિય સખી=માદ્રી. ચરણ ૩. મનહર વસંતપ્રસર.

सुपुष्पितवने काले कदाचिन्मधुमाधवे।
भूतसंमोहने राजा सभार्यो व्यचरद्वनम् ॥ महाभारत

* 'એ'='પણ' એમ લઇએ તો આ ક્ષતિ થાય ખરી. પરંતુ 'એ'='તે' એમ કેમ ના લેવાય? એ સહુ આક્ષોભ (ઉપર કહેલો અરુણોદયથી થયેલો બધો કોલાહલ) પૂર્વના રક્તિમા સાથે વધવા લાગ્યો—આમ અર્થ, સુઘટિત થાય છે.

એજન, પૃ. ૧૩૨

( અર્થ--સારા પુષ્પવાળા વનમાં, પ્રાણીઓને મોહિત કરનારા ચૈત્ર વૈશાખના કાળમાં રાજા ભાર્યા સાથે એક સમે વનમાં ગયો. ) માદ્રીને સાથે લીધા પ્હેલાં રાજા વનમાં ફરી વિકૃતિ અનુભવી સ્નાન કરી આવ્યો એ પ્રસંગ આપણા કવિયે ઉમેર્યો છે, મૂળમાં નથી. ચરણ ૪. 'શેની શી,' શેની અને કેવી જાત. શી અસર થાય છે તે સમજાતું નથી. અને તે શાથી થાય છે તે પણ સમજાતું નથી. વિકાર ચોરની માફક મનમાં પ્રવેશ કરે છે. 'શેની શી'ને બદલે 'શેની આ' પદ મૂક્યું હોત તો અર્થ આવો ચમત્કારી ન થાત.

શ્લોક ૧૯ [ સૃષ્ટિ સૌંદર્યને° ] ચરણ ૨. "રોમાંચ" સાત્ત્વિક ( વિકાર કે સંક્ષોભનાં બહાર દેખાતાં ચિન્હ ) આઠ છેઃ સ્વેદ, વૈવર્ણ્ય, વેપથુ, સ્તંભ, રોમાંચ, સ્વરવિકાર, અશ્રુ અને પ્રલય. ચરણ ૪. 'યોગાંધત્વ' યોગથી રસપરાયણતા જતી રહે છે, માટે યોગનું પરિણામ રસિક કવિ આવા પરુષ શબ્દમાં જણાવે છે. સરખાવો

वेदाभ्यासजडः कथं नु विषयव्यावृत्तकौतूहलः ।

कालिदास

શ્લોક ૨૦. [ ઉડે, દોડે° ] ચરણ ૪. મહિં=માદ્રીવિલાસ સરોવરમાં.

પૃ ૨૩. શ્લોક ૨૨ [ પૂરું કરી° ] ચરણ ૨. "ઇચ્છા વિરુદ્ધ", આગ્રહ સજવો એ પણ ઇચ્છાથી જ થાય છે, પણ 'ઇચ્છાવિરુદ્ધ'માં 'ઇચ્છા' તે વિકારે ઉત્પન્ન કરેલી રસ અનુભવવાની ઇચ્છા. ચરણ ૩. આશ્રમ અર્થાત્ વાનપ્રસ્થ. 'આશ્રમ ધર્મનાથી' 'આશ્રમના ધર્મથી' માટે આવો પ્રયોગ ચાલે નહિ, માટે 'નાથી' એ આખું પંચમીનો પ્રત્યય સમજવો.

* શ્લોક ૨૪. [ ઉઠયો° ] ચરણ ૨. સાત્વિક=સત્ત્વગુણ-વાળી. ચરણ ૪. ' પડે દૃષ્ટિ માટે, ' વનની શોભાથી આકર્ષાઇ કે તે જોવાની ઇચ્છાથી નહિ, પણ દૃષ્ટિ તે તરફ ગઈ માટે. ( વિકૃતિ હવે રહી નથી તે જણાવવા આ પદની જરૂર છે.

શ્લોક ૨૬ [ માદ્રી જ માત્ર° જૂના પાઠમાં ' માદ્રી જ ફકત ' હતું. ] ચરણ ૪. " હા ! " માદ્રીને તાપસી થવું પડયું તે રસિક કવિને પસંદ નથી પડયું.

પૃ. ૨૪. શ્લોક ૨૭. [ ઝીણા વલ્કલને° ] ચરણ ૧. ' વલ્કલ ' આ શબ્દ અહીં વસ્ત્રના જ અર્થમાં છે.*

શ્લોક ૨૮ [ નથી શું° ] ચરણ ૧. ' કુંતાજી ', રજપૂત કુટુંબોમાં નામને છેડે ' જી ', મૂકવામાં આવે છે. વર વહુના નામ

---

* " ઇચ્છે પછી જરા નિદ્રા પૂર્ણ વીસરવા વન "

' વન વીસરવા '—એટલે વનમાં દીઠેલા પદાર્થ; વનમાંની રચના જોઇ થયેલા વિકારક્ષોભનું મર્દન કરી નાંખવા, એ વિકારજનક વનલીલાને વીસરવાને.

આ કવિ આ રીતે એકજ શબ્દમાં ( જેમકે અહિં ' વન ' એ શબ્દમાં ) ભરપૂર અર્થભાર ભરવાનું કૌશલ સારૂં ધારણ કરે છે.

એથીજ હાલ નૃપતિ વિસર્યો સવાર ( શ્લોક ૩૦ )

હેમાં પણ, સ્હવારે બનેલો બનાવ, (વિકારક્ષોભ, ત્હેનું શમન, અને તે દાબવાનો નિશ્ચય ")એ બતાવવા ' સ્હવાર ' શબ્દ અર્થગર્ભ રાખ્યો છે;- તે સરખાવો. આ કવિની સર્વ કાવ્યભાષા જ અર્થભારથી ભરેલા શબ્દો-વાળી છે: ઘન, સંક્ષિપ્ત છે; નિરર્થક, દ્રાવિડી પ્રાણાયામ કરનારાં વચનો-વાળી નથી. આ ગુણ સંપાદન કરવો ઘણો કઠણ તથા વિરલ છે.

એજન. પૃ. ૧૩૭.૩

* વનવાસ હતો માટે વલ્કલ અર્થ લેવો જ ઉચિત છે. વલ્કલ પણ ઝીણું હોઈ શકે, છેવટ કવિની કલ્પના ગણીએ. સંપાદક.

પછાડી "જી" પદ મુકે એવો પણ રીવાજ છે. ચરણ ૩. રાજા વિલાસની ઇચ્છાથી માદ્રીને વનમાં આવવાનું કહેતો નથી, પણ, તે એકલી છે ત્યારે કાલ નિર્ગમન કરવા તેને સાથે ચાલવાનું કહે છે.

શ્લોક. ૨૯. [ પ્રસંગ બદલાતાં° ] ચરણ ૧. 'પ્રસંગ,' સવારનો પ્રસંગ. 'સિદ્ધાન્ત,' દૃઢ આગ્રહ 'શાને થવું' ઇત્યાદિ. શ્લોક ૨૨ મો જુવો. ચરણ ૨. 'વિસરી ગયો,' સિદ્ધાન્તની જાણી જોઈ અવગણના કરી કે તેથી ઉલટું આચરણ કરવા ઇચ્છા કરી એવો અર્થ નથી. પ્રસંગ બદલાયાથી અગાડી કરેલો નિશ્ચય) તેની સ્મૃતિમાંથી ખસી ગયો એટલો જ આશય છે. ચરણ ૪. 'ભર્ત્તા=સ્વામી.' અર્થ વધારે દૃઢ કરવા 'ભર્ત્તા'નો પર્યાય ફરી વાપર્યો છે. 'થયો,' જાણી જોઇને નહિ પણ અજાણતાં જ સ્વામી માફક પત્નીને લઈ ફરવા લાગ્યો. હજી એ કાન્ત થયો નથી.

શ્લોક ૩૦ [ શાન્તિ મહીં° ] ચરણ ૨. 'સવાર,' સવારની બિના અને નિશ્ચય. ચરણ ૩. 'નહીં કરિ શકી,' પોતાનું ચાલ્યું નહિ તેથી નહિ પણ તેને સુઝયું જ નહિ તેથી. આનું પરિણામ શું થશે તે જાણતી નહોતી તેથી આવતી આપત્તિને તે અટકાવી શકી નહિ.ચરણ ૪. વિધિ=દૈવ, નશીબ, અદૃષ્ટ. સરખાવો

न विधिं ग्रसते प्रज्ञा प्रज्ञां तु ग्रसते विधिः ।
विधिपर्यागतानर्थान् प्राज्ञो न प्रतिपद्यते ॥

महाभारत.

અર્થ—બુદ્ધિ વિધિને પ્હોંચી શકતી નથી, પણ બુદ્ધિને તો વિધિ પ્હોંચી વળે છે. વિધિથી આવેલા અર્થોને બુદ્ધિવાળો જાણી શકતો નથી.

શ્લોક ૩૨. [ વહી જતાં° ] કવિના વર્ણન સાથે વર્ણનની

ભાષા પણ મનોહર છે, તેમ યોગ્ય વૃત્ત પસંદ કરવામાં તેની કુશલતા છે.

શ્લોક ૩૩ [ વસંતે સ્થાપેલું° : બીજું ચરણ ' નવાં લીલાં વસ્ત્રો° એમ હતું ] ચરણ ૨. ' લીલાં '=તાજાં આ અર્થમાં આ શબ્દ ઘણીવાર વપરાય છે. ચરણ ૩. સરખાવો

**पलाशैस्तिलकैश्चूतैश्चंपकैः पारिजातकैः।**
**अन्यैश्च बहुभिर्वृक्षैः फलपुष्पसमृद्धिभिः॥**
**जलस्थानैश्च विविधैः पद्मिनीभिश्च शोभितम्।**
**पांडोर्वनं तं संप्रेक्ष्य प्रजज्ञे हृदि मन्मथः॥** महाभारत

( અર્થ--પલાશ, તિલક, આંબા, ચંપા, પારિજાતક અને ફલ-પુષ્પની સમૃદ્ધિવાળાં બીજાં ઘણાં ઝાડથી જુદી જુદી જાતનાં સરોવરોથી અને પોયણીઓવાળાં તળાવોથી શોભતા તે વનને જોઇને પાંડુના હૃદયમાં કામ ઉત્પન્ન થયો. )

પૃ. ૨૫. શ્લોક ૩૪ [ ઉછળ્યું° ] નર્મ=ગમ્મત.

શ્લોક ૩૫. [ ઉત્તુંગ° ] ચરણ ૧. ' ઉત્તુંગ નમ્ર, ' ઊંચા છતાં ફળભારને લીધે નમેલા. ' સહકાર,' સુગંધી જાતના આંબા. ચરણ ૪. ' મિત્ર, ' વસંત કામનો મિત્ર કહેવાય છે. **मन्मथसुहृत्कालः ( काव्यप्रकाश )**

શ્લોક ૩૭. [ ધીમે ધીમે° ] આખા કાવ્યના વર્ણનાત્મક શ્લોકમાં આ શ્લોક સહુથી વધારે રમણીય છે. ચરણ ૧. જે પ્રમાણે પવનની મન્દ મન્દ લહરીઓની ગતિ થાય તેજ પ્રમાણે આ લીટીના શબ્દો વહ્યા જાય છે. ' ડોલતો ', મન્દ વાયુ ઘડીમાં રહી જતો લાગે અને ઘડીમાં ધીમે ધીમે આવતો લાગે તે આ શબ્દથી તેમ તેના અર્થથી સંપૂર્ણ રીતે પ્રકાશિત થાય છે. ચરણ

૨. 'નેત્રને તૃપ્તિ થાય,' પરિમળ પ્રસરે તેથી નહિ પણ સ્વતંત્ર રીતે વનની લીલા જોઇને. સ્પર્શ, ગંધ, રૂપ અને શબ્દ એ સર્વ ઇંદ્રિયોની તૃપ્તિનાં સાધન આવી જાય છે. ચરણ ૩. 'કોણ જાણે કયંહિ'* સરખાવો

કોયલડી રહિ છુપી ઝાડના ઝુંડમાં રે, (કુસુમમાળા)

Thrice welcome, darling of the spring!
Even yet thou art to me

* કોયલના ગૂઢ ગાનનું આ સાદું પણ અત્યંત કવિત્વયુક્ત વર્ણન અતિ રમણીય તથા અદ્‌ભુત છે. મકરન્દે કુસુમમાળાની...લીંટી સરખાવવાને સૂચવ્યું છે. પણ એ લીંટી આ સાદી પણ તેથી જ કરીને વધારે સુંદર લીંટી કરતાં કવિત્વગુણમાં નિઃસંશય ઉતરતી છે. 'ઝાડના ઝુંડમાં છુપી' એટલું પણ સવિકલ્પક જ્ઞાન હોવાથી એ લીંટીમાં કોયલનું—અને હેના ગાનનું—નિગૂઢપણું સંપૂર્ણ પ્રદર્શિત થતું નથી, ક્ષત થાય છે. અને આ લીંટીમાં-'કોણ જાણે કય્હાં બેશીને' એ રમણીય અનિશ્ચિતતાના શબ્દોથી એ ગૂઢતા ઘણી જ સુંદર રીતે બતાવાઇ છે. આથી પણ વધારે અનિશ્ચિતતામાં લિપ્ત થયેલી, અને તેથી કરીને વધારે સુંદર, અને અત્યંત આધ્યાત્મિક રૂપથી જ છવાયેલી: વર્ડ્સવર્થની કવિતા (મકરન્દે આજ ટીકામાં આપેલી) છે. વર્ડ્સવર્થને મન કોયલ તે પક્ષી નથી, પણ કોઈક અદૃશ્ય પદાર્થ, કોઈક શબ્દ, કોઇ ગૂઢ રહસ્ય,-આધ્યાત્મિક તત્ત્વ છે. વર્ડ્સવર્થે એક સ્થળે કહ્યું છે કે સર્વે ઈન્દ્રિયોમાં-શ્રવણેન્દ્રિય સર્વ કરતાં વધારે આધ્યાત્મિક છે, અને ત્હેનું કારણ એ જ કે શ્રવણેન્દ્રિય પોતાના વિષયની સાથે કોઇ પણ પ્રકારના-દૃષ્ટિના, સ્પર્શના, ઇત્યાદિના-સંસર્ગની અપેક્ષા રાખ્યા વિના ત્હેનું ગ્રહણ કરે છે. માટે જ અદૃષ્ટ કોયલનો સ્વર તેને આધ્યાત્મિક તત્ત્વવત્ લાગે છે. એ સ્વર અને સ્વરનું અધિષ્ઠાન કોયલ તે અભિન્ન લાગે છે...કોયલ 'કોણ જાણે કય્હાં બેશીને ગાન ગાય છે' માટે જ એ ગાન સ્વર્ગીય છે.

પ્રિયંવદા પૃ. ૧૩૩, ૧૩૪.

No bird, but an invisible thing
A voice, a mystery. . Wordsworth

( આવી ભલે મિઠિ વસંતનિ કોકિલા ! તું
પક્ષી નથી હજિ સુધી મુજ ઇન્દ્રિયોને,
તું કો અદૃશ્ય ચિજ છે સ્વર ને રહસ્ય. )

શ્લોક ૩૮ [ સાંભળ્યું મોહ° ] ચરણ ૨. " હવે "=હવે જ્યાં. ચરણ ૩. પ્રિયાપંચમ=પ્રિયાનો પંચમ. કોયલ સપ્ત સ્વરમાંનો પાંચમો સ્વર ૫ બોલે છે એમ સાધારણ માનવું છે. રાજાએ કોકિલનો પંચમ સાંભળ્યો છે અને હવે પ્રિયાનો પંચમ ( પ્રિયાનું ગાયન ) સાંભળવા મન કરે છે. ( પંચમ એ એક રાગનું નામ પણ છે.)×

શ્લોક ૩૯. [ જરા શંકા° ] ચરણ ૧. 'શંકા' અર્થાત્ અનિષ્ટની શંકા. ચરણ ૪. 'કૈં," કૈં ગાયન.

પૃ. ૨૬. શ્લોક ૪૦ [ દિવ્ય રાગ° ] ચરણ ૪. 'સર્વનાં', પશુ, પક્ષી વગેરે સર્વનાં.

શ્લોક ૪૧. [ માધુર્ય એ° ] ચરણ ૨. 'હલક'=રાગમાંનો સહુથી ઉંચો અને મધુર સ્વર. રાગ કંપ સાથે ઉંચો ચઢી જઇ અતિ મધુરતાથી મનોહર લાગે છે તે હલક કહેવાય છે.† ચરણ ૩. 'દંપતી સર્વ,'=પશુ પક્ષીનાં જોડાં,* પાંડુ અને માદ્રી માત્ર નહિ. ચરણ ૪. સ્વર વિશે દઇ વૃત્તિ જોડી=સ્વર સાથે એકાત્મ

× ઊંચા સ્વરથી ગાવાને પણ પંચમથી ગાવું કહે છે. સંપાદક.

† પૃથક્કરણમાં ન પકડાય તેવી ગાવાની વિશિષ્ટતાના અર્થમાં આ શબ્દ સામાન્ય રીતે વપરાય છે.

* કુમારસંભવના ત્રીજા સર્ગમાં, કામ, મહાદેવને ધ્યાનચ્યુત કરી કામમોહિત કરવા પોતાના સખા વસન્ત સાથે આક્રમણ કરે છે ત્યાં વનનું આવું જ વર્ણન છે:-

ઇ જઇ, ઊંચો ચડી કાંપતા સ્વરમાં તલ્લીન થઇ તેથી થતી
અન્તઃપ્રેરણાને અનુસરતાં. અમાનુષને આ ગાયનથી આવી વૃત્તિ
થાય તો પાંડુની શી દશા! વિકારમાં અવશેષ રહ્યું હતું તે ગાયને
પૂરું કર્યું.

શ્લોક ૪૨. [ ઘેલી બની° ] આ શ્લોકનો અલૌકિક ભાવ
શબ્દમાં જણાવવો અશક્ય છે. અનુભવવાથી જ તે સમજાશે.

શ્લોક ૪૩ [ સંગીતામૃત° ત્રીજા ચરણમાં પહેલાં 'ખેચાયું'
એમ હતું. ] ઉપલા શ્લોકમાંના 'કૈંક થાય છે' નું આ શ્લોકમાં
વિસ્તર વર્ણન છે. ચરણ ૨. 'આવેશ.' જે આવેશને પશુ-
પક્ષી અનુસર્યાં હતાં તેવો જ. ચરણ ૩. ખેંચાયું=ખંચાયું;
પોતે યોગ્ય સ્થાનથી બીજે કંઇ ખેંચાય છે એમ હૃદયને લાગ્યું,
અપૂર્વ બળથી પોતે તણાતું હોય એમ લાગ્યું. 'ખેંચાયું'નો
કર્તા હૃદય છે (અધ્યાહાર) * 'વેગ પૂર્ણ કરતાં'=જે આવેશ
થયો હતો તે પૂર્ણ કરતાં, તે પ્રમાણે વર્તન કરતાં, ગાયનથી
થયેલા આવેશ પ્રમાણે આલિંગન કરતાં હૃદય ખંચાયું. 'સ્થિતિ'

---

तं देशमारोपितपुष्पचापे रतिद्वितीये मदने प्रपन्ने ।
काष्ठागतस्नेहरसानुविद्धं द्वन्द्वानि भावं क्रियया विवव्रुः ॥

રતિની સાથે, પુષ્પચાપ ચડાવીને મદન તે દેશમાં આવ્યો ત્યારે પરાકાષ્ઠાએ
પહોંચેલા સ્નેહથી યુક્ત તેવા ભાવને સર્વ દ્વન્દ્વોએ પ્રગટ કર્યો. કુમારસંભવ
સ. ૩,૩૫. અને તે પછીના શ્લોકો.

* હાલનો પાઠ વધારે સારો છે. ઉપલી લીટીમાં આવેશ થયાનું
વર્ણન છે, ત્યાં કર્તા 'આવેશ' છે કારણ કે તેમાં પાંડુ ધ્યાનપૂર્વક કશું
કરતો નથી પણ આ લીટીમાં સ્મૃતિ જાગૃત થતાં તે પોતાના વેગને પ્રયત્ન
પૂર્વક રોકે છે માટે કર્તા 'પાંડુ' જ છે. અર્થ પણ આમાં જ વધારે
વિશદ છે. ખંચાયો એટલે એકાએક અટકયો, અચકાયો.

અર્થાત્ વાનપ્રસ્થમાં પોતે શું કરવા જાય છે તે. ચરણ ૪. 'વિકૃતિ' રોમાંચાદિ.

શ્લોક ૪૫. [ પ્રિયે માદ્રી° ] ચરણ ૧. મધુર સ્વરના પ્રકર્ષનો ધ્વનિ હજી રાજાના કાનમાં છે; બોલતાં બોલતાં તેનું સ્મરણ આવ્યાથી રાજાથી વચમાં "આહા !" કહેવાઇ જવાય છે, 'આહા' ને આ લીટીના વાક્ય જોડે કશો સંબંધ નથી. ચરણ ૨. "જોયે" [ પહેલાં એ પાઠ હતો ] ( પ્રાન્તીય )=જોઇએ.*

પૃ. ૨૭. શ્લોક ૪૭. [ સખી દેવી° ] ચરણ ૧. 'સખી--દેવી--વ્હાલી,' રાજા જેમ આજે સખાથી સ્વામી અને સ્વામીથી કાન્ત થયો હતો, તેમ તે જ ક્રમમાં તે માદ્રીને સખી, દેવી અને વ્હાલી એ વિશેષણોથી બોલાવે છે. ચરણ ૨. 'રંભા'=ઇન્દ્રના સ્વર્ગલોકમાંની સહુથી સુન્દર અપ્સરા અને કુબેરના પુત્ર નલકૂબરની ભાર્યા. નન્દન ( ઇન્દ્રના બાગ ) માં જેવી રંભા તેવી તું અહીં રસમય દીસે છે. ચરણ ૩. નયનમાંથી પ્રકાશિત થતા પ્રેમને રસ રૂપે વર્ષતો કલ્પ્યો છે. ચરણ ૪. 'હાય!' સતી ધાસ્તી પામે છે તેથી ખેદ કરી કવિયે હાય શબ્દ મુકયો નથી, પણ, જે અનિષ્ટની સૂચના થાય છે તેથી થતી માદ્રીની મનોવૃત્તિનો અનુરૂપ 'હાય' શબ્દ છે.

શ્લોક ૪૮. [ ગીત પૂર્ણ° ] ચરણ ૨. 'કંઇ મિષે,' કંઇ મિષેને બદલે જે મિષ રાજાએ કહાડ્યું તેના શબ્દો રાજા પાસે કહેવડાવ્યા હોત અને તે મિષ છે એવું શબ્દથી ન જણાવ્યું હોત તો રસની નિષ્પત્તિ વધારે યોગ્ય રીતે થાત એમ પ્રથમ લાગે છે, પણ, વધારે મનન કરતાં માલમ પડે છે કે કાવ્ય દૃશ્ય ( નાટક ) હોત તો મિષ આર્થ જોઇઅત, પણ, કાવ્ય શ્રાવ્ય હોવાથી તે

* અત્યારના પાઠમાં પણ 'જોયે' જેવો ઉચ્ચાર જ વૃત્તમાં ઇષ્ટ છે.

નાખ્યું ૧૫ -

અર્થ હોતાં રસનો ભંગ થાત. 'મિષ' એ શબ્દની જરૂર છે અને શું મિષ તેની જરૂર નથી. ચરણ ૩. રાજાની પ્રવૃત્તિ જોઈ માદ્રી 'ક્ષમા' કહી તેને નિવારે છે, રાજા વિનંતી 'પ્રાણ' એટલા સંબોધનથી કરે છે, માદ્રી "નહિ" કહે છે, 'બોલી'= બન્ને જણ બોલ્યા પછી.* (ભુજા=ભુજ. બન્ને શબ્દ ખરા છે.

શ્લોક ૪૯. [ રે હાય° ] ચરણ ૪. 'દુઃખે ભર્યાં નયન,' અત્યન્ત ભયને સમયે નયનમાં આંસુ આવતાં નથી પણ નયનની અવસ્થા દુઃખે ભરી દેખાય છે.

શ્લોક ૫૧. [ બહુ બ્હીતી° ] ચરણ ૪. 'કયહિં જવું'=શું કરવું.

શ્લોક ૫૩. [ જાણું બધું° ] ચરણ ૧. 'જાણું બધું'=ઋષિનો શાપ છે તે અને જેથી નિશ્ચિત અનિષ્ટ થવાનું છે તેવી પ્રવૃત્તિથી દૂર રહેવું જોઇએ તે બધું જાણું છું. 'સ્થિતિ આ'=હાલ અનુભવું છું તે સ્થિતિ, અનિષ્ટ હાથે કરીને આણું છું તે જાણું છું તે છતાં પોતાને અટકાવી શકતો નથી તે સ્થિતિ. 'નવીન' અપૂર્વ, પ્હેલાં નહી અનુભવેલી એવી. વિકારનું આટલું પ્રાબલ્ય અને પોતાની આટલી બલહીનતા પ્હેલાં કદી જોવામાં આવ્યાં નહોતાં. આખા કાવ્યનું તાત્પર્ય આ શ્લોકમાં સંપૂર્ણ રીતે આવી જાય છે. મનુષ્યના મનમાં સદ્ અને અસદ્ વૃત્તિનો વિરોધ થતાં તે કેટલીકવાર નિર્બળ

---

*પ્રથમ ઉત્તરાર્ધ આ પ્રમાણે હતો :

"ક્ષમા"–"પ્રાણ"–"નહીં" બોલી લે છે એને ભુજ વિષે.

આમાં દરેક શબ્દ જુદાં જુદાં અવતરણ ચિહ્નોમાં હતો તેથી મકરન્દ, આને માદ્રી અને રાજા વચ્ચેનો એકશબ્દી સંવાદ માને છે. હાલના પાઠમાં તે એકજ વ્યક્તિની સળંગ ઉક્તિ છે–પાસે જતા પાંડુને નિવારવા કહેલી માદ્રીની, અથવા પ્રતિકૂળ થતી માદ્રીને વીનવવા ત્રૂટક શબ્દોમાં કહેલી પાંડુની. ( સરખાવો: 'પ્રાણ–ક્ષમા–પ્રસાદ.' પૃ. ૧૨૪ )

થઇ જઇને જાણી જોઇને અસદ્‌વૃત્તિનો જય થવા દે છે અને અવિચારી થઈ અનિષ્ટમાં ઝંપલાવે છે તે અહીં સ્પષ્ટ રીતે જણાવ્યું છે. સદાચરણ માટે એકલું સદાચરણનું જ્ઞાન બસ નથી. મનુષ્યને એકવાર જ્ઞાન થયું કે અમુક કૃત્ય સારું છે, અમુક કૃત્ય નઠારું છે, અમુક કૃત્યથી સુખ થશે, અમુક કૃત્યથી દુઃખ થશે; અમુક કૃત્ય કરવું જોઇએ, અમુક કૃત્ય ન કરવું જોઇએ; તો તેટલા પરથી તે સારૂં જ કૃત્ય કરશે અને નઠારૂં નહિ કરે એમ નિશ્ચય થતો નથી. જ્ઞાની એટલા સદાચરણી એવો નિયમ થઇ શકતો નથી. સદ્‌ગુણનું જ્ઞાન છતાં તેનું આચરણ કરવાનું બળ ઘણી વાર મનુષ્યમાં હોતું નથી. નીતિશાસ્ત્રનું આ તત્ત્વ સોક્રેટિસ જેવા તત્ત્વચિંતકને માલમ નહોતું. તેનું કહેવું હતું કે સદ્‌ગુણી થવા માટે એકલા જ્ઞાનની જરૂર છે. મનુષ્યની ખાતરી થઈ કે સત્ય એ સદ્‌ગુણ છે અને સદ્‌ગુણ પાળવો જોઇયે તો તે સત્ય જ બોલશે. આ વિચારમાં ભૂલ એ છે કે સદ્‌ગુણી થવા માટે જે દૃઢ આગ્રહ અને મનને અંકુશમાં રાખવાનું બળ અવશ્ય છે તે એમાં ધ્યાનમાં લીધું નથી. જ્ઞાની સદ્‌ગુણી નથી હોતા એમ નહિ પણ તે મનના બળ વિના નહિ. એક લેટિન કવિ કહે છે કે video meliora protoque deteriora sequor ( હું સારો માર્ગ કયો છે તે જોઉં છું અને તે પસંદ કરૂં છું. પણ, નઠારે માર્ગે જાઉં છું.) મનુષ્યનું મન નિર્બળ છે અને વિકારો એટલા પ્રબળ છે કે સન્મતિ છતાં તદનુસાર વર્તન થતું નથી. જ્ઞાન થયું કે કૃતાર્થ થયા એ મત ભૂલ ભરેલો એટલા માટે છે કે સદાચરણથી આનન્દ મેળવવાની આશા એ જ સદાચરણ પળાવવા બસ નથી. કવિ વર્ડ્સવર્થ જેવો શુદ્ધ સાધુ પુરુષ પણ કહે છે કે " I feel the weight of chance desires ( મને અક-સ્માત ઉઠતી ઇચ્છાઓનું દબાણ લાગે છે, મને બીક લાગે છે કે

આકસ્મિક ઇચ્છાઓનું બળ મારાથી નહિ અટકાવાય ). જ્ઞાન થયા પછી પણ સન્માર્ગે પ્રવર્ત્તન કરવાનું બળ જોઇયે તે મનુષ્યે ક્યાંથી લાવવું ? સદ્‌ગુણના આદર્શ( model )ભૂત ઇશ્વરમાં વિશ્વાસથી અને તે ઇશ્વિરની ભક્તિથી. એ બળ વિના મનુષ્ય પોતાના પ્રયત્નથી હમેશ સદાચરણી થઈ શકતો નથી. બુદ્ધદેવે નીતિનો આદર્શ ઘણો ઉંચો સ્થાપ્યો અને સદાચરણનો ઉદાર અને ઉન્નત માર્ગ બતાવ્યો, પણ, એ સદાચરણ એ સુનીતિ પાળવાનું બળ ક્યાંથી લાવવું તે ન બતાવ્યું. બૌદ્ધ માર્ગમાં આ જ મોટી ન્યૂનતા છે કે સુનીતિનો ઊંચામાં ઊંચો આદર્શ, સુનીતિની પ્રેરણા કરનાર અને તદનુસાર વર્ત્તન કરવાનું બળ આપનાર જે ષડૈશ્વર્યગુણસંપન્ન ભગવાન તેનો એ માર્ગમાં સ્વીકાર નથી. એ ભગવાન વિના સદ્‌ગુણનો આદર્શ બીજો કોઈ નથી. એના વિના સન્મતિદાતા બીજો કોઇ નથી, સદ્‌વર્તનબલનિધિ બીજો નથી. તે ભગવાન સ્વેચ્છાબળે સ્વતંત્ર છે, તેનામાં ‘ સ્વઇચ્છાબલસુક્રિયાની ’ શક્તિ પૂર્ણ છે. તે જ્ઞાન પ્રમાણે સદા સુક્રિયા માત્ર પોતાને બળે કરી શકે છે. બુદ્ધે સ્વતંત્ર સ્વેચ્છાબળવાળો પરમાત્મા માન્યો નહિ તેથી જ મનુષ્ય માટે કરેલા નીતિના નિયમ બલહીન થઇ પડયા; નીતિના આદર્શના ( ભક્તિથી આવતા ) બળવિના માત્ર પોતાના બલથી નિર્બળ મનુષ્ય ક્યાં લગણ ટકે ? ભક્તિ વિના એકલા જ્ઞાનથી કેમ બસ થાય ? પામર ક્ષુલ્લક મનુષ્ય ઘણી વાર જ્ઞાન છતાં પાપ કરે છે, દીવો લઈ કુવામાં પડે છે. વિકારથી થતી અધોગતિ જાણ્યા છતાં તે વિકારમાં ફસી પડે છે. સદાચરણ અને સદ્‌ગુણથી ધર્મની પદવી પામેલા યુધિષ્ઠિરે પણ એક પ્રશ્નનો અસત્ય ઉત્તર દઇ સ્વાર્થને જીતવાની પોતાની અશક્તિ પ્રસિદ્ધ કરી છે. હબસીઓની ગુલામગીરી, ભારે જુલમી નિરંકુશ રાજાઓની પ્રજાનું દાસત્વ મનની આ અસ્વતંત્ર વિકારાધીનતા

આગળ કંઇ નથી. આ અમૂલ્ય નીતિતત્ત્વનો ઉપદેશ આ કાવ્ય પરોક્ષ રીતે કરે છે.

પૃ. ૨૮. શ્લોક ૫૪. [ વિચાર કરવા° ] માદ્રીમાં હવે કામચાર ( Freewill ) રહ્યો નથી.

શ્લોક ૫૫. [ નહીં ચાલે° ] ચરણ ૧. 'ગત વખત' ભૂતકાળ. કવિ કહે છે કે મારી કલ્પના ભૂતકાળમાં આથી અગાઢી ચાલતી નથી; હવે શું બન્યું તે કવિનું હૃદય જાણી શકતું નથી, કવિ તે રસમય દૃષ્ટિથી જોઇ શકતો નથી. અહીંથી કવિની કલ્પના અટકે છે. ( કથા જાણવાની ઇચ્છા રાખનારે મહાભારતમાં જોવું. ) ચરણ ૨. 'શબ્દો છેલ્લા' મૃત્યુ પામતા રાજાના છેલ્લા શબ્દો. ચરણ ૩. ભાગ્યું તૂટયું બોલતાં રાજાનો પ્રાણ નિકળી ગયો. ચરણ ૪. અન્વય. પણ હવે તો એ પછી હજારો વર્ષો વહિ ગયાં. કવિની કલ્પના તે સ્મૃતિમાં આણી શકતી નથી. કાવ્યનો રસ ઘણું કરી કરુણપ્રધાન છે.

પૃ. ૨૯. ઉપાલંભ

મૂળ લખાયેલું પ્રો. બલવંતરાય ઠાકોરને ઉદ્દેશીને.

જોયું મેં°: અન્વયઃ—[ તારામાં જે કૈંક ( મિત્રસ્નેહ ) ] જોઇને હું સદૈવ છેક હર્ષોન્મત્ત બનતો તે કૈંક આજે કોણ જાણે ક્યાં છે? [ તેને શોધવા ] મેં તારા નયનમાં જોયું પણ મને એ ન મળ્યું, તારા શબ્દોમાં પણ ન મળ્યું. અરે! [ તારા તરફથી ] આવી ઉદાસીનતા-(સ્નેહનો અભાવ, indifference) મેં આ પહેલાં કદી અનુભવી નહોતી. [ મારા ] મુખ ઉપર વ્યાપેલી દીનતા પણ હે કઠોર! તેં ન જોઇ?

હૈયાનું ઝરણું°: અન્વય—[ તારા ] હૈયાનું રસાલ ઝરણું શું

એકાએક ખૂટી પડ્યું ? અથવા તેને પસાર થવાની ભૂમિ, અર્થાત્ મારું હૃદય, કર્કશ જોઇને કાયર બનીને રખે ને એ બીજે વળી ગયું ન હોય! તું સ્વાર્થી થઈ ગયો છે માટે આમ બન્યું છે એમ હું ગણી શકતો નથી છતાં મારા મનથી હું રોષમાં રહ્યા કરું છું, મારો મર્માઘાત શાન્ત થતો નથી; હું જ આ બધામાં દોષમાં છુ. એમ મને લાગે છે.

વર્ષોના૦: અન્વયઃ—વરસોના સહવાસથી પણ તેં મને જાણ્યો નહિ તો પછી પ્રેમના કયા ઉપાલંભને તું પાત્ર છે તે તું શાથી જ જાણવાનો ? અર્થાત્ જો તું મને ન સમજ્યો તો મારો ઉપાલંભ પણ તું શી રીતે સમજવાનો હતો ? તારે જાણવું જોઇતું હતું કે હું સ્નેહી છું, અને એવો હું, સ્નેહનો અનાદર કેવી રીતે સહન કરી શકું ? કેવલ સ્નેહને જ આલંબીને ઉછરેલ હવે સ્નેહ વિનાનો નિરાધાર હું શાથી ટકી શકું ?

જો કૈં૦: અન્વય—તારામાં જે પ્રથમ મૈત્રીભાવ હતો તેમાં જ જો વિકારવૃત્તિ થઈ હોય તો પછી આ બધું બોલવું વ્યર્થ છે. નિર્દયની પાસે હૃદયના અંતરનું મર્મ ખોલવું નકામું છે. હું ખરેખરો, આદર્શ પ્રેમી તો નથી, પણ પ્રેમથી અવશ, પરવશ થઈ ગયેલો તો છું; જરા પણ સ્વતંત્ર રહ્યો નથી છતાં પણ આ તારા તાટસ્થ્ય (ઉપર કહી તે ઉદાસીનતા–સ્નેહશૂન્યતા) સામે મથીને પણ વૃત્તિ રાખી શકીશ, અર્થાત્ તારું તાટસ્થ્ય મટાડવા પ્રયત્ન કરીશ; અથવા (ચોથું ચરણ)–એવું તાટસ્થ્ય મારામાં ન આવી જાય એને માટે મથીને જૂની વૃત્તિ–મૈત્રીભાવ રાખી શકીશ.

પૃ. ૩૦. પડેલા સ્નેહીનો પ્રત્યુત્તર

બીજી પંક્તિના

ગાંભીર્ય દૃઢતા અને સરલતા

એટલા શબ્દો પ્રો. ઠાકોરના ‘નાયકનું પ્રાયશ્ચિત્ત’ કાવ્યની છેલ્લી પંક્તિમાંથી લીધેલા છે. મોહ્યો હું૦: અન્વય–હું તારી દગથી મોહી ગયો અને હે સખે! દગમાંજ તારાં ગાંભીર્ય, દઢતા અને સરલતા જોઇને પછી મારી દગે બીજા કોઇને નમન ન કર્યું. પણ તે પછી હું ગર્વોન્મત્ત થયો, ખરી ફરજ ભૂલી ગયો, પાપના ગહ્‌વર—ખાડામાં પડ્યો અને, સ્નેહી માનવ! તું પણ માનવ એટલે સ્ખલનશીલ તો ખરો જ અને તેમાં પણ, મારા તરફ સમભાવ રાખનારો એટલે, તું પણ મારી સાથે એવો જ પડ્યો. તેમાં તારો વાંક નથી.

હાવાં કૈં૦: જૂના પાપનાં સ્મરણો લાવવાની સાથે સાથે તેમાં પશ્ચાત્તાપનાં આંસુ મેળવું છું, અને એ જળમાં હૃદયને નવરાવું છું અર્થાત્ પશ્ચાત્તાપથી હૃદયનું પાપ ધોવાના પ્રયત્ન કરૂં છું પણ હે સખે! તે પુરાણું–અસલ હતું તેવું–બનતું નથી. શ્રી કરુણાશંકરની હાથપ્રતમાં ‘પુરાણું’ ને બદલે ‘પુરાનું’ છે તે પણ સમીચીન છે. કાન્તે અન્યત્ર પણ ‘પહેલાની’ એ અર્થમાં ‘પુરાની’ શબ્દ વાપર્યો છે, જેમકે ‘પુરાની પ્રીત.’

એ અસલ હતું તેવું બનતું નથી તથાપિ તે હાલ પણ પહેલાંના જેવું જ તારૂં છે, નિર્મલ નથી પણ તારા તરફ ખરૂં છે, સાચું ( true, faithful ) છે, મૈત્રીભાવ સાચવી રહ્યું છેઃ અને એ હૃદય પોતાના આત્મગહનમાં તારા વાત્સલ્યનું સ્નેહનું પ્રતિબિંબ હમેશાં છતું ( સ્પષ્ટ–વ્યક્ત ) રાખતું રહેશે.

પૃ. ૩૧. ચક્રવાક મિથુન

પ્રથમ મે, ૧૮૯૦ ના બુદ્ધિપ્રકાશમાં પ્રગટ થયું. તેમાં અર્થદષ્ટિએ કાવ્યના ખંડો પાડેલા છે અને તે ઉપર ‘સેહેની’ ( પ્રો. બલવંતરાય ઠાકોર ) ની ટીકા પ્રસિદ્ધ થયેલી તે નીચે આપી છે.

પૂર્વાલાપમાં એ ખંડો નહિ બતાવેલા હોવાથી, જે ખંડો ઉપર ટીકા છે તે ખંડો શ્લોકનાં પ્રતીકોથી બતાવ્યા છે.

સૂર્ય અને કમલ, ચંદ્ર અને કુમુદ એવાં કેટલાંએક પ્રેમી જોડાં સંસ્કૃત કવિઓએ કલ્પ્યાં છે. ચક્રવાકચક્રવાકી વિષે તેઓની કલ્પના એવી છે કે એ બન્નેનો પરસ્પર પ્રેમ એટલો બધો હતો કે બેમાંથી એકનું મોત થતાં બીજું તેની પાછળ જીવ કહાડતું; તેમાં દૈવયોગે કોઇના શાપથી દરેક રાત તેમને વિયોગમાં કહાડવાની થઇ ત્યારનાં, તેઓ રોજ સાંજથી સવાર સુધી કોઇ નદીને સામસામે કાંઠે કે બીજે એવે જ કોઇ સ્થળે બેસીને આખી રાત એક બીજાને ગદ્‌ગદ સ્વરે બોલાવવામાં ગાળે છે, અને દિવસે એક ઘડીભર પણ વિખુટાં પડતાં નથી. આ કાવ્યમાં ચક્રવાકચક્રવાકીનું હૃદય મનુષ્યહૃદય જેટલું જ સુકુમાર કલ્પ્યું છે. ફેર માત્ર એટલો કે મનુષ્યનું વિશાલ હૃદય અનેક મહાન અને તીવ્ર વિકારોથી કંપાયમાન થાય છે; પણ આ પક્ષિ-ઓનું હૃદય એક પ્રેમનો જ મહાવિકાર અનુભવે છે. 'સ્નેહ-બાલ' ચક્રવાકના નિરૂપણદ્વારા મનુષ્યહૃદય પ્રેમમયજ બની રહ્યું હોય એ વખતની તેની સ્થિતિ સૂચવવાનો આ કાવ્યનો હેતુ છે.

૧. [ પ્રસરી રહી° ] રંગભૂમિ પર્વતોથી છવાયેલી છે.

૨. [ સરિતનાંથી ઝાંખાં ભૂરાં° ] સંધ્યાનો સમય નજીક આવતાં ખીણ જેવા પ્રદેશમાં વ્હેતી નદીનાં પાણીમાંથી પાછલા પ્હોરનું તેજ જવા માંડે છે; સૂર્યનાં કિરણો ધીમે ધીમે ઊંચી ઊંચી ટેકરી ઉપર જતાં જાય છે, તેમ તેમ નીચી ટેકરીઓની હાર, વાદળનાં પ્રતિબિંબથી 'ઝાંખા ભૂરા' સમુદ્રની તરંગમાળ જેવી જણાયછે; અને પર્વતોથી ઘેરાયલા આ પ્રદેશમાં ચારે તરફ અંધકાર પ્રસરતો જાય છે. એટલે, સૂર્યાસ્ત થતાં જ અવશ્ય થનાર વિરહના વિચારથી,

આ 'રસમહીં જ પરસ્પર મગ્ન' યથાર્થ 'રસજ્ઞ' 'કિશોર' 'વિહગ-યુગ્મ' ચિંતાતુર થવા માંડે છે. નાયિકા 'સભય' થાય છે; દુઃખથી ઊંચું જોતા નાયકની આંખમાં પાણી આવે છે. પણ પૂર્ણ પ્રેમી હોવાથી દરેક એકબીજાનું આશ્વાસન કરે છે.

૩. [ વિહમયુગ્મ° ] આ સ્થાનમાં બીજાં કોઈ પણ પ્રાણીનો પગરવ હતો નહીં, અને તેથી જ યથેચ્છ નિરંકુશ 'રમણ આચરવા'ની સ્પૃહા રાખનાર આ દંપતીને એ ગમ્યું હતું.

એકબીજાનો સ્નેહ કેટલો ગાઢ હતો અને બન્નેનાં અંતઃકરણ કેવાં સુકુમાર હતાં તે સૂચવવા, પક્ષિયોનિનાં નાયકનાયિકાનાં સુખ-દુઃખમાં વાંચનારને રસ ઉપજાવવા, એમના જીવનનાં ચિત્ર રૂપ આ આખા દિવસનાં એમનાં 'રમણ' નું ૪, ૫, ૬, ૭, કડિઓમાં વર્ણન કર્યું છે.

૪. [ ઊંચે બેસી°થી ન્હાનાં ન્હાનાં° ] ( સંવૃત આવલી=ખીચોખીચ હાર.† ઉત્તાન કચ્છ*=થોડાં પાણી ઉપર સ્હેજ જણાતી લીલોતરીવાળી જગા. ) વિયોગનો વખત પૂરો થતાં જ તેઓ એકઠાં થઈ જતાં. સૂર્ય તેજમાં જ તેઓએ સંયોગનું અગાધ સુખ અને અંધકારમાં જ તેઓએ વિયોગનું અગાધ દુઃખ અનુભવેલું, તેથી સૂર્યોદયથી તેમને પ્રેમોદય જેવી જ વિરલ અસર થતી. અને તે જોતાં, ને સાથે હમણાં જ પૂરો થયલો અંધકાર ક્ષણભર સાંભરતાં, તેઓ 'ઘેલાં જેવાં' થઈ જતાં. સૂર્યોદયને અને પ્રેમોદયને સમાન જ માનતાં તેથી સૂર્યો-દયના 'અદ્ભુત રંગ'થી 'નવીન' બનતી સૃષ્ટિના 'સકલ'

† સંવૃત : ઢંકાયેલી. આવલી : ઓળ, હાર.

* કચ્છ=ભેજવાળી જગા. marshy place. આપ્ટે. ઉત્તાન=ઢળતી sloping આપ્ટે.

ફેરફારો તેઓ રસાર્દ્ર ચિત્તે જોતાં. પ્રભાતનાં હિમથી 'ધાટાં ભીનાં' ઝાડનાં પાંદડાં અરુણોદયથી 'માણિક્ય'મય બને છે, અને તેમાં થોડા વખતમાં સોનેરી કિરણો પ્રસરી રહે છે. થોડીવારમાં બીજી બાજુએ મૃગોના લલિત ખેલ, અને

પૃ. ૩૨. પાસેની કુંજોમાં રસિક 'તરુણો'નાં પરિભ્રમણ નજરે પડે છે. ઠેકાણે ઠેકાણે આવેલાં ન્હાનાં મોટાં સ્વચ્છ તલાવો રમણીય લાગી શાંત ચિત્તને 'મુદિત' કરે છે. આઘેથી આવતા મધુરા ગાયન જેવા અવાજથી મન આહ્લાદ પામે છે. અને સવારની રુહરી મ્હેક સર્વે દિશામાં ફેલાઇ રહે છે.

૫. [ અસર સુંદર° ] ધીમે ધીમે દિવસ ચ્હડતો જાય છે અને સૂર્યનાં કિરણો ઘોર ઘટાઓમાં પણ પ્રવેશ કરે છે.

૬. [ શાખાઓમાંથી કાંઠે બેસી° ] આ કડીમાં ગરમીના વખતને યોગ્ય ક્રીડાઓનું મધુરું વર્ણન કર્યું છે. ઝાડનાં પાંદડાંઓમાં ચક્રવાકી સંતાઈ જતી અને પોતાને શોધી કહાડી સમીપ આવતા ચક્રવાકનાં રસમય લોચન જોઈ 'હૃષ્ટ' થતી. બન્ને (મુગ્ધ) નિર્મલ પ્રેમના આવેશમાં એકબીજાને કોટી કરતાં. વળી, એકેક પાંખ અને પગ સાથે રાખી દિલ એક તેમ કાયા પણ અભિન્ન જેવી કરી એક સાથે ઉડવાનો પ્રયત્ન કરી નિષ્ફળ જવામાં સરલ આનંદ અનુભવતાં. ચક્રવાકી સરોવરમાં આઘી જઈ સ્નાન કરતી ત્યારે ચક્રવાક પાછળથી આવી જલસિંચન કરી લજ્જા અને આનંદ ઉત્પન્ન કરી રીઝતો. પછી તડકો જરા નમવા માંડ્યો, એટલે તેઓ નદી કિનારે વિરામ લેતાં; પાણીમાં

પૃ. ૩૩. નજર નાખતાં પોતાની અને જરા આઘે

બીજાંની* અવ્યક્ત મધુરી છબી દેખાતી, એટલે નજર છબી તરફ જ રાખી એકબીજાં તરફ સરતાં સરતાં અચાનક 'ગાઢ આશ્લેષ' સાધતાં. (દષ્ટિ=આંખ.)

૭. [પ્રણયની°] વિરહસમયનો અંધકાર ધીમેધીમે પાસે આવતો જાય છે એ આવા વિલાસોમાં કેમ સાંભરે.

૮, ૯. [હાવાં રક્ત°† થી અંધારાનાં°] (મુંદ્રશોર=પોલા ખોખરા ઠાલા અવાજ) પણ 'અદ્‌ભુતરંગ'થી 'સકલ સૃષ્ટિ'ને 'નવીન' કરનાર પ્રેમતેજ જેવું જ સૂર્યતેજ જેમજેમ પૃથ્વી તજી આકાશ તરફ અને ત્યાંથી દષ્ટિમર્યાદા બ્હાર જવા લાગ્યું, અનુરાગ ઉપજાવીને જતી રહેતી 'રક્તદ્યુતિ'ને લીધે ઝાડો જેમ-જેમ (સરોષ) ઝાંખાં થવા લાગ્યાં, અને રૂપરંગની બધી લીલા જેમજેમ જમીન ઉપરનાં આ વનને તજીને આકાશનાં વાદળાં તરફ જવા લાગી (ઝાડ, સરોવર, નદી, પર્વત વિગેરે સૃષ્ટિના બધા રમ્ય દેખાવોમાં દેવતાઓ અધિષ્ઠાન કરે છે એ વિચાર ઇંગ્લિશ

---

*બીજાંની ત્યાં પ્રતિકૃતિ ભણી એક દૃષ્ટિ તણાય. : [દર] એકની દૃષ્ટિ બીજાની પ્રતિકૃતિ ભણી તણાય છે અથવા એકબીજાની દૃષ્ટિ એક-બીજાની પ્રતિકૃતિ ભણી તણાય છે. આ ગદ્યવાક્યને અર્થઘન કરીને ઉપરની પંક્તિ લખી જણાય છે. 'બીજાંની' ને બદલે 'બીજાની' એકવચન જોઇએ. પૂરાં અંગો૰-પાણીમાં એકબીજાનાં અંગો પૂરેપૂરાં દેખાતાં નથી પણ એ અવ્યક્ત પ્રતિબિંબ જોઇને પણ આ યુગલનો પ્રેમ વધતો હતો. સંપાદક

† હાવાં રક્તદ્યુતિ ઉડી જતાં થાય વૃક્ષો સરોષ : વૃક્ષો ઉપરથી સાંઝની લાલાશ (રક્તદ્યુતિ) ઊડી જતાં વૃક્ષો સરોષ, ગુસ્સાથી જાણે કાળાં જેવાં દેખાય છે. આપણા સાહિત્યમાં રોષમાં સાધારણ રીતે લાલાશનું વર્ણન કરવામાં આવે છે, પણ અંગ્રેજી સાહિત્યમાં black with rage રોષથી કાળાં દેખાયાનું વર્ણન હોય છે. સંપાદક

કવિતામાં ઘણીવાર આવે છે. ) તેમતેમ આ ' સ્મૃતિનાશ ' રૂપી ( જવનિકા ) પડદો તેમની આંખેથી દૂર થયો, ' અવધિઅંકુશ ' અંતરમાં ખૂંચવા લાગ્યો—વિધિપ્રેરિત વિયોગનો આબેહૂબ ચિતાર તેમની નજર આગળ ખડો થયોઃ સંયોગનાં ' વિરલ સુખ 'માં પણ એ અનિવાર્ય વિયોગ એક પળ અનુભવ્યો.* તે વખતનો અંતરમાં પેસી જતો પ્રલયાંધકાર, તે વખતનો કોઈ બેફિકર કે ક્રૂર પ્રાણીના અનભિપ્રાય અવાજથી થતો મર્માઘાત, તે વખતના ( નિષ્ઠુરપ્રાણ ) હૃદયહીન કાલનું અસહ્ય આળસ†–આ વિગેરેના એકી ઘડીએ થયલા તાદૃશ ' આભાસ 'થી આ બન્ને ' સ્નેહબાલ ' દીવાનાં થઈ ગયાં. ( છેલ્લી લીટીના યતિભંગથી આ ' યુગલની ' ' ઉન્મત્ત 'તા સુપ્રદર્શિત કરવાની કવિની યોજના સ્તુત્ય છે. પ્રસ્તુત મનોવિકારનાં સામાન્ય રૂપને મૂર્તિમાન કરવાને કવિયે પસંદ કરેલું વૃત્ત એટલે કવિયે પસંદ કરેલો લયબંધ (rhythmical scheme) સમર્થ હોય, તોપણ એ મનોવિકારમાં અચાનક થતા અસાધારણ વધારાને અથવા હરકોઈ જાતના અસાધારણ ફેરફારને સુપ્રદર્શિત કરવા માટે એ મનોવિકારનાં શરીરરૂપ પેલા લયબંધમાં અસાધારણ વિકૃતિ જણાવવાની જરૂર છે. )

* " અનુભવે, **ન છતાં**, ક્ષણ એક તે " એ પરથી એમ દર્શાવવાનો આશય છે, કે હજી તો સાંજ છે, વિરહને વાર છે, પણ તે વિચાર એટલો પ્રબલ છે કે ક્ષણ વાર તો **યામિની, દુઃખ, કાલ, પ્રાણીઓની કઠોર ચીસો** વગેરેનો સાક્ષાત્કાર અનુભવે છે. તા. ૩–૩–૧૮૯૦નો કાન્તનો પત્ર. કાન્તમાલા પૃ. ૩૨૩.

† " આપણી કવિતાસમૃદ્ધિ " બીજી આવૃત્તિ પૃ. ૧૭૨ મે. પ્રો. ઠાકોર કહે છે : ' આળસ 'ને બદલે આજે કહીશ—નઠોર સર્વવ્યાપી સત્ત્વના આવા આવા કામો જોવા પડે જોયા જ કરવા પડે તેથી સુકોમલ ચિત્તોમાં વ્યાપી જતી મૂઢતા આદિની અસહ્ય અવસ્થા.

પૃ. ૩૪. ૧૦, ૧૧, ૧૨. [થઈ તથાપિ°થી રોમે રોમે°] (સમુચ્છ્રિત= ઊંચે.) આ ઓથારથી મહાપ્રયત્ને વિમુક્ત થઇને સંયોગકાલ જેમ બને તેમ લંબાવવા 'દિનતેજ'ની પાસે જવા તેઓ 'અવકાશ'માં ચડતાં ચડતાં એક પછી એક "ઉન્નતસ્થાન' 'ગ્રહણ કરતાં' જાયછે. છેક શૂન્યહૃદય થઈ જાય છે. ફક્ત જેમ જેમ વિધિ-પ્રેરિત વિયોગ નજદીક આવતો જાય છે તેમ તેમ તેઓનો પ્રેમ ઉગ્ર થતો જાય છે; તેમ તેમ તેઓનું દેહ–વિભિન્ન જીવન માત્ર દેહવિભિન્ન જ થઈ જાય છે. અને સારા આસ્માનમાં નજર નાંખે છે તો બધું જ 'રસસૂનું'* દેખાય છે. 'આછી આછી' ધાબાં જેવી 'વાદળીઓ' લૂલી પાંખ વિનાની હોય તેમ ગમે તે દિશામાં 'તણાય' છે 'રવિબિંબ' પશ્ચિમ સમુદ્રને અડકે છે. તેઓ પર્વતમાળની ટોચથી પણ ઘણે ઊંચે ચડે છે. વધારે ઊંચે ચડી શકતાં નથી. સંધ્યાન્તની એક 'ચપલ' 'ક્ષણ' રહી છે— 'આખરની' એક જ ક્ષણ! તેઓ એક બીજાને બાઝી પડે છે. 'કંપિત' હૃદયને એક કરી નાંખે છે. છૂટાં છૂટાં 'વિરહભય'નો પ્રચંડ દાહ 'સહન ન થતાં' 'મત્ત' જેવાં 'પાછાં' ભેટે છે—ત્રીજી વાર ભેટે છે. 'સંમૂઢ' થઈ જાય છે.

પૃ. ૩૫. ૧૩. [ટળવળે° અને પાષાણોમાં°] ચારે તરફ સુનકાર જોઇને 'પ્રેમી' 'ટળવળે' છે. પણ શું કરે? સર્વશક્તિમાન સૃષ્ટિક્રમ આગળ બીચારાં પ્રાણીનું શું ગજું!—આ જ આ કાવ્યનું હાર્દ છે. મનુષ્યની આશા તૃષ્ણા લાલસા ગમે તેવી ઉચ્ચ હોય ગમે તેવી ચિત્તહારક હોય, પણ, સૃષ્ટિક્રમ વિરુદ્ધ હોય તો મૃત્યુથી જડાત્મા થયા સિવાય કે ઉન્માદથી ચૈતન્યહીન થયા સિવાય કે નિરાશાથી મન વાળ્યા સિવાય ચોથી કઇ બારી? સૃષ્ટિક્રમની

*"હું રસઘેલો, તું રસસૂની: મેળ હવે નહીં ખાય" પ્રેમજીવન.

સનાતનતા( immutability )નું જ્ઞાન જેમ જેમ વધતું જાય છે, સ્પષ્ટ થાય છે, દૃઢ થાય છે, તેમ તેમ આ પ્રકારની નિરાશા ઉગ્ર થતી જાય છે. અલબત્ત, મનુષ્યવીરોના વિશ્વશ્રેય માટેના મહા-પ્રયાસથી અને દરેક જમાનાનાં અગણિત મનુષ્યોનાં વલણથી પણ આપણી આકાંક્ષાઓ એક પછી એક ઉત્તરોત્તર સાફલ્ય પામતી જાય છે, અને પરિણામે, 'નિરવધિ શતશૃંગ ફરતાં,' (વસંત-વિજયમાંથી ) એવો પણ સમય આવશે જ કે જ્યારે હાલની મન-વાંછિત આપણી બધી ઉત્કૃષ્ટ મુરાદો યથાયોગ્ય સિદ્ધ થઇને, મનુષ્ય-જાતના હાલના દરેક પ્રકારના વ્યાધિ આધિ તદ્દન નાબુદ થઈ જશે. એ દિવ્યતેજોમય દિવસનો અરુણોદય થઈ પણ ચૂક્યો છે. "Not in vain the distance beacons" (Vide Tenny-son's Locksley Hall ) પણ, દરમ્યાન, જ્યાં સુધી સૃષ્ટિનો સનાતનક્રમ અને મનુષ્યની ઉત્કૃષ્ટ ચિત્તહારક લાલસાઓ એક બીજાંને એકતાન નથી થયાં, ત્યાં સુધી પ્રવર્ત્તતા બેસૂરથી આપણા કાન ફૂટે એમાં શી નવાઇ ? સંગીત સાંભળવાની સ્પૃહા રાખનાર શ્રોતાથી કઠોર આલાપ તે કેટલી વાર સુધી સંખાય ? પણ આ દુનિયાં તો એવી છે કે જાણે ઘણા આઘા ભવિષ્યના કોઇ જમાનામાં શરૂ થનાર સંગીતને માટે હાલના જમાનાઓને આલાપ કરવો પડે છે ! ચક્રવાકદંપતીને કવિયે મનુષ્યપ્રેમની મૂર્ત્તિરૂપ કલ્પ્યું છે અને એ દંપતીનો અનિવાર્ય વિયોગ મનુષ્યચિત્ત અને મનુષ્યસૃષ્ટિક્રમ વચ્ચેના વિરોધનું ઘણું વધારેલું બિંબ છે. એવા અત્યંત વિરોધમાં સચેતન રહીને જીવવું અશકય છે. ચક્રવાકી બીચારા મનુષ્ય હૃદયની માફક ઊંડો દીર્ઘ નિશ્વાસ નાંખીને જરાક ઓછી પાષાણમયી જરાક ઓછી રસતેજહીન સૃષ્ટિને માટે તલસે છે*

* ચાલો એવા સ્થલ મહિં, વસે સૂર્ય જેમાં સદૈવ,
આનાથી કૈં અધિક હૃદયે આર્દ્ર જ્યાં હોય દૈવ.

૧૪, ૧૫. [ પ્રવદતાં અટકી° થી અવર કાંઇ° ] ( રુજ= વેદના. ગર્ભાત્મા=અંતરાત્મા. સ્ફુરિત કરતા=હલાવી નાંખતા. ) ( હજી અર્ધું 'રવિબિંબ' ઉદધિની બહાર છે; હૃદયની દિઙ્મૂઢ નિરાશાથી ઉત્પન્ન થતી ચક્રવાકીએ ઉચ્ચારેલી વ્યગ્ર પ્રાર્થનાને કંઇ પણ કાલ લાગતો નથી. ) હૃદયને ટંડું પાડવાનો પ્રયત્ન કરવાની વિવેકબુદ્ધિની ફરજ છે. સુકુમાર સ્ત્રીનું ધૈર્યવાન પુરુષ આશ્વાસન કરે છે. પણ પોતાની આંખે પણ આખી 'ધરા' ( તેઓ ઘણે જ ઊંચે હતાં. ) એવી જ "રસસૂની" દેખાય છે ત્યાં શું આશ્વાસન કરે ? 'આ ઐશ્વર્યે પ્રણયસુખની હોય ! આશા જ કેવી' એથી વધારે કંઈ પણ કહેવાને અશક્તિમાન 'પ્રણયવીર' પ્રિયહૃદય

આજ ભાવ નીચેના સંસ્કૃત શ્લોકમાં છે, તે, બે કવિઓ અકસ્માત એક જ કલ્પના સ્વતંત્ર રીતે કરે છે તેનો બરાબર દાખલો છે.

किमिह किमपिदृष्टं स्थानमस्ति श्रुतं वा<br>
व्रजति दिनकरोऽयं यत्र नास्तं कदाचित् ।<br>
भ्रमति विहगसार्थानित्थमापृच्छमानो<br>
रजनिविरहभीतश्चक्रवाको वराकः ॥

काव्यमीमांसा पृ. ६०

અર્થ:—"જ્યાં આ સૂર્ય કોઇ દિવસ અસ્ત ન પામે એવું કોઇ પણ સ્થાન આ જગતમાં જોયું છે અથવા સાંભળ્યું છે ?" એમ, પક્ષીઓના કાફલાને પૂછતો પૂછતો રાત્રિવિરહથી બીધેલો બિચારો ચક્રવાક ભટકયા કરે છે.

આવા જ અર્થના, ભજનિકોમાં સાંજના ભજનોની પ્રસ્તાવનામાં બોલાતા એક દૂહા તરફ અધ્યાપક નગીનદાસ પારેખે મારું ધ્યાન ખેંચ્યું છે:—

સાંજ પડયે દિન આથમ્યે ચકવી બેઠકે રોય,<br>
ચલો ચકવા ત્યાં જયેં, જ્યાં સાંજ ન પડતી હોય.

( sweet heart ) ને નિરાશાની અવધિથી ચુરા થતું કેવી રીતે જોઈ શકે? એવા ઘાતકી 'વિરહ'નો

પૃ. ૩૬. 'જીવન' સહે પણ સંહાર કરતાં છેલ્લી ઘડીની 'એકતા'નો ઉત્કૃષ્ટ આનંદ મેળવવાનો એ કેમ નિશ્ચય ન કરે? –રસાતલ જતા સૂર્ય તરફ એક છેલ્લી દીર્ઘ દૃષ્ટિ નાંખતાં તેઓ એક બીજાને વળગીને 'નયન મીચી' દઇ ગહનમાં ઉતરી પડે છે–કવિની કલ્પનાને 'કાલનો પ્રવાહ' સ્તંભિત થયો લાગે છે. ( ગહન=મૃત્યુની ખીણ )

૧૬. [ પાછું જોતાં° થી છેલ્લે સુધી. પ્રથમ આ કાવ્યની છેલ્લી પંક્તિ 'ક્યહિં જ ચેતન એક દિસે નહીં !' એ પ્રમાણે હતી. ] ( જવ=વેગ. ) કવિતાદેવીએ કરેલાં દિવ્ય લોચનથી કવિને જુદો જ આભાસ થાય છે. મનવાંછિત ચિત્તહારક રસતેજપૂર્ણો એક નવીન 'દુનિયાં'માં આ 'સ્નેહબાલ ચક્રવાક મિથુન" પૂર્ણ આવેગથી દાખલ થઈ જતું હોય એમ તેને ઘડીભર જણાય છે. પણ "Adieu ! the fancy cannot cheat so well, As she is famed to do, deceiving elf." ( Vide Keats' Ode to a Nightingale. ) કવિતા દેવીનો હાથ જ્યાં મસ્તક ઉપરથી ખસી જાય છે, આંખો બંધ કરીને જ્યાં પાછી ઉઘાડે છે, ત્યાં તેની ખાત્રી થાય છે કે એ દેખાવ તો ફક્ત એક ઈંદ્રજાલ હતું.— છેલ્લી બે લીટીઓથી આ કાવ્ય માત્ર હૃદયજન્ય ( Pure subjective poetry, poetry of the heart, "સ્વાનુભવરસિક કવિતા" એ નામ આ સ્થળે યોગ્ય ન લાગવાથી નવો શબ્દ વાપરવો પડ્યો છે. ) કવિતાના કરતાં ચડતી પંક્તિનું બને છે.

સેહેની.

**ટીપ**—ઉપરનું વિવરણ અલબત જૂની પંક્તિ પ્રમાણેનું છે. તે પંક્તિ પૂર્વાલાપમાં

ક્યહિં અચેતન એક દીસે નહીં ।

એ પ્રમાણે છે. તેથી આ આખા શ્લોકનું હાર્દ ફરી જાય છે. પ્રથમનો અર્થ પણ જરા અસ્ફુટ છે પણ તે આ પ્રમાણે થાય.

અવર કાંઈ૦ એ શ્લોકમાં ચક્રવાક પોતાની સહચરીને આ વિરહ દુઃખમાંથી બચવાને જે એક જ ઉપાય તેને શક્ય લાગે છે તે બતાવે છે, તે એ કે આંખો મીંચી પડવા માંડીએ અને એ રીતે આ વિરહ અને આ વિરહદગ્ધ જીવન બન્નેનો અંત આણીએ. તે પછીની કુદડીઓનો અર્થ એવો થાય કે એ દંપતી એ નિશ્ચય પ્રમાણે પડવા માંડે છે.

આંખો મીંચીને પડતાં હતાં ત્યાં 'પાછું જોતાં', ફરી વાર આંખ ઉઘાડતાં, એ દ્વિજયુગલને જુદો જ ભાસ થાય છે. તેમને સૂર્ય જેવું કંઈક ઊંડું ઊંડું દેખાય છે અને તે પ્રકાશદર્શનથી ધન્યતાના ઉદ્ગારો કાઢતું કાઢતું પક્ષીજોડું વેગથી નીચે ઊતરી પડે છે.

જેમ જેમ 'એ પ્રકાશ' અર્થાત્ આગલા શ્લોકમાં જેનો ભાસ, આભાસ થયો છે તે પ્રકાશ વધતો જાય છે તેમ તેમ તે પ્રકાશ જોનાર પક્ષીઓના પતનનો વેગ વધતો જાય છે. પક્ષીઓ પડી રહે છે, પ્રેમની ખાતર જે છેલ્લામાં છેલ્લું કરી શકાય તે કરી લે છે અને પરિણામે એ નિઃસીમ અવકાશ એવો ને એવો અચેતન–જીવહીન–હૃદયહીન–ચેતનહીન જણાય છે. જે 'ઐશ્વર્યે', જે ઈશ્વરસત્તામાં, જીવતાં પ્રણયસુખ નહોતું, તે ઐશ્વર્યે મુવા પછી પણ નિશ્ચેતન અવકાશ જ હોય છે. અર્થાત્ પ્રેમ જેવા ઉચ્ચતમ ભાવને માટે આ જીવનયોજનામાં કશું ફળ કે સ્થિતિ નિર્ણીત થયેલ નથી. જે દયાળુ અને પ્રેમી ઈશ્વર આપણે માનીએ છીએ તે છે જ નહિ.

અને કાવ્ય લખતી વખતે તો કવિનો આ જ અભિપ્રાય હતો. તે સમયના એક પત્રમાં આ કાવ્ય વિશે તેઓ લખે છે:—

હું ન્યાયી કે દયાળુ કોઇ અધિષ્ઠાતા છે, એમ માનતો જ નથી. પ્રણયમાં જ સુખ હું સમજું છું, અને તે આ જગતમાં સુખી કરતાં દુઃખી વધારે કરે છે." તા. ૩-૩-૧૮૯૦ નો પત્ર. કાન્તમાલા પૃ. ૩૨૩.

હવે આ છેલ્લી પંક્તિ ફરતાં એવો અર્થ લેવો જોઇએ કે એ પક્ષિયુગલને પડવા માંડયા પછી કોઇ જુદો જ ભાસ, કોઇ નવા જ સત્યની ઝાંખી થાય છે, તેમને સૂર્ય જેવું કાંઇ દેખાય છે, અને પડતાં પડતાં તેમના જીવનની એ છેલ્લી ક્ષણો ધન્ય બને છે.

એ પ્રકાશ વધતો, વસ્તુતઃ વધતો જાય છે અને પક્ષીઓ વધારે વેગથી તે તરફ જાય છે. અને આ પક્ષિયુગલે પ્રેમની ખાતર જીવનભોગ આપ્યો તેથી નિરવધિ ચેતનમય અવકાશનું તેમને દર્શન થાય છે. સર્વ ચેતનમય દેખાય છે. કર્તાની ઇશ્વર સંબંધી માન્યતા બદલાતાં તેમણે કાવ્યમાં પોતાનું બદલાયેલું મન્તવ્ય વ્યક્ત કર્યું છે. જેમ કોઈ કુશલ ચિતારો પીંછીઓના એકાદ બે સ્પર્શથી જ, એક માણસના જુવાનીના ચિત્રને તેના ઘડપણનું ચિત્ર બનાવી દે તેમ અહીં પણ કવિએ એક જ પંક્તિના ફેરફારથી–અરે એક જ અક્ષરના ફેરફારથી, ઉત્તર વયનું મંતવ્ય પૂર્વવયના કાવ્યમાં મૂકી દીધું છે. એમાં કૌશલ તો ઘણું છે, પણ કહેવું જોઇએ કે જૂનો પાઠ સમગ્ર કાવ્યમાં જેટલો સુસંગત સુશ્લિષ્ટ હતો તેટલો નવો નથી. કાવ્યની સમગ્રતા કંઈક ખંડિત થાય છે.

### પૃ. ૩૭. દેવયાની

કર્તાએ આખું કાવ્ય ત્રણ ખંડમાં લખવાની યોજના કરેલી. અહીં પ્રસિદ્ધ થયેલો ભાગ તેનો પ્રથમ ખંડ છે. બીજો ખંડ અધુરો લખાયેલો પણ ગુમ થયો છે અને તે ઠેઠ સુધી હાથ આવ્યો નથી, તેમ કર્તા તે સંભારીને લખી પણ શકયા નથી. ત્રીજો ખંડ લખાયો જ નથી.

લંબાવેલા૦: શકે=જાણે કે, ઉત્પ્રેક્ષાવાચક. દેવયાનીના સ્વરો જ જાણે કે નાનાં નાનાં શરીરો ધારણ કરીને કચને શોધવા નીકળી પડયા છે અને એમ કરતાં ' શશીની નિશામાં ' વિવિધ રતિ રેલે છે. ' શશીની નિશા ' એટલે ' ચાંદની રાત. '

દિવ્ય પ્રભા૦: કોઇ સુંદર દૃશ્ય જોયું હોય કે કાંઇ સુંદર

સાંભળ્યું હોય તો સ્વજનને એ સૌંદર્યના સહભાગી કરવાની વાંછના મનુષ્ય માત્રને સ્વાભાવિક છે, બાલકમાં તે વિશેષ દેખાય છે; અને દેવયાની હજી સ્વભાવસરલા બાલક જ હતી.

તરે જોઃ શોધવા માટે ફરતી બાલક દેવયાનીનું ઘણું જ રમ્ય અને મનોહર ચિત્ર છે.

"ભ્રમણે જ્યાં અટકતો,
શશાંક પ્રેક્ષીને, સુભગ મણિ સેંથે ઝબકતો.

"—અને દેવયાનીના ભ્રમણ દરમિયાન એ સેંથે ઝબકતો સુભગમણિ ચંદ્રને–ચંદ્રના સદા નૂતન સૌંદર્યની અનંત મોહકતાને જોઇને, ક્ષણ અટકયો. આ 'અટકતો' શબ્દ અતિશયોક્તિ તરીકે ગણવાનો નથી. ત્હમે કલ્પના કરી શકો કે મણિ થોડી ક્ષણ ખરે જ થંભી જાય, જો કે દેવયાની બધો વખત ગતિમાં હોય તથાપિ.

એ શ્લોક બીજી વાર આવે છે ત્યાં [ પૃ. ૪૧ ] તે માત્ર પુનરુક્તિ નથી. 'અટકતો' પછીનું અલ્પવિરામ કહાડી નાખો, 'પ્રેક્ષીને' પછીનું કહાડી નાખો, 'શશાંક' પછી એક નવું અલ્પવિરામ જ રાખો, અને અર્થ કરો. એ સુંદર ચન્દ્ર પણ પોતાના ભ્રમણમાં મણિનો ભભકતો ઝબકાર જોતાં થંભી રહે છે.

બધા વિવેચકો સ્રષ્ટા છે, અને ત્હમને જે અર્થ ઉત્તમ લાગે તે લેવાનો હક્ક છે. પણ બધા સ્રષ્ટાઓ વિવેચકો પણ છે, અને હું કહેવા રજા લઉં છું જે મ્હારી કલાનો મ્હારો અર્થ મ્હારી પંક્તિઓનો સુંદરમાં સુંદર અર્થ છે."* કાન્તનો તા. ૧૬–૧૦–૯૦નો

* પૂર્વાલાપમાં આ પંક્તિઓ, બંને જગોએ, જ્યોત્સ્નાભ્રમણ પછી માત્ર એક જ અલ્પવિરામ સાથે છપાયેલી છે અને એ હેતુપૂર્વક હશે

પત્ર. કાન્તમાલા પૃ. ૩૨૬-૨૭.

પૃ. ૩૮. થંડો મીઠો° : માતરિશ્વા=પવન. જ્યાં તરલ અલકશ્રેણિ છે ત્યાં તેની સાથે ક્રીડા કરતો રહે છે. વ્યજન કરીને-વાયુ ઢાળીને-એવી રીતે સ્ત્રી તરફ આદરસત્કાર બતાવીને, પોતાનું આભિજાત્ય-ખાનદાની બતાવે છે. અને રસિકોનો અગ્રણી એટલે મુખ્ય એવો દાક્ષિણાત્ય વાયુ [ નાયિકાના ] પગને નૃત્યમાં પ્રેરે છે. વસંતમાં દક્ષિણનો ઠંડો વાયુ વાય છે તેને દાક્ષિણાત્ય કહ્યો છે. દાક્ષિણાત્યનો બીજો અર્થ-સ્ત્રી તરફ સન્માન દેખાડનાર-નાગરિક, સભ્ય, પણ અહીં શ્લેષથી લાગુ પડે છે—દેવયાનીને તેણે વ્યજન કર્યું છે!

જેવી તરંગ° : સ્ત્રીના નૃત્યને લાસ્ય કહે છે. એ લાસ્ય રમણીય હતું પણ મુગ્ધ દેવયાની પોતાનું સૌન્દર્ય જાણતી નહોતી ? તેથી તે અજ્ઞાત રમણીય હોઈ વિશેષ સુંદર હતું.

રોહિણીપતિ=ચન્દ્ર. રશ્મિઓ=કિરણો. તુહિનાચલ=હિમાલય.

શોભીતા શા° : આવાં, પ્રૌઢ સુંદર ભાષામાં લખાયેલાં પુરુષનાં વર્ણનો આપણા કાવ્યમાં બહુ વિરલ છે. છેલ્લી પંક્તિઃ—તે પોતાના સ્વચ્છ હાસ્યથી જ્યોત્સ્નાને પણ વધારે વિશદ કરે છે.

પૃ. ૩૯. હવે તો° : હવે તો ગુરુકન્યા કચની નિકટ આ આવી-આવી પહોંચી. તેણે કચની ધ્યાનાવસ્થાને, પોતાની ઉત્સુકતાના વેગમાં, જાણી નહિ, અથવા જાણ્યા છતાં તેના તરફ ધ્યાન ન આપ્યું. અને કચને પૂછયું "તું શું નિહાળે છે ?" એ પૂછતાં જ પોતાના હર્ષાવેગમાં પોતાને અનુકૂળ જ કચ નિહાળે છે એમ

---

એમ ધારી એ જ પાઠ આ આવૃત્તિમાં કાયમ રાખ્યો છે. આ પાઠમાં પણ કર્તા પ્રમાણે બન્ને અર્થો થઈ શકે પણ બીજો અર્થ અમને વધારે સુસંગત લાગે છે—આ પાઠને અને રસદૃષ્ટિએ પણ.

શા માટે ?

તર્ક કરી લઇને કહે છે 'હા. અને તું પણ ચન્દ્રને જ જોતો હો તો હું મારા આગમનને સફળ સમજું છું.' પણ આટલું કહ્યા પછી તેને સમજાય છે કે પોતે કરેલો તર્ક ખોટો છે એટલે ભાવ બદલાતાં પ્રથમ કહેલા વાકયનો 'નહીં' શબ્દથી નિષેધ કરે છે. 'અરેરે, આ તો નીચી નજરે અત્યારે બેઠો છે. આવા સુંદર ગગનની પણ અવગણના કરે છે!' અતિત્વરાથી એક પછી એક બદલાતા ભાવોનું બે જ પંકિતમાં થોડા જ શબ્દોમાં આ ઘણું અચ્છું ચિત્ર છે.

પાડી નાખે° : શૈલી, ઉપમા, ભાષા સર્વ અતિ પ્રૌઢ છે.

સાશંક ભીરું° : કચ અને દેવયાનીની સ્થિતિનું અહીં ચિત્ર છે. પ્રથમ, 'હવે તો મેદાને'° એ શ્લોકમાં, દેવયાની, દૂરથી બે બાજુ ઝાડવાંની બે હારો વચ્ચે કચને જુએ છે. આખા કાવ્યના શ્લોકો ઉપરથી એમ નિષ્પન્ન થાય છે કે કચ તે વખતે કોઈ પથ્થર ઉપર કે એવા કોઇ જરા ઊંચે સ્થાને હૃદય તરફ નજર કરીને બેઠેલો છે. દેવયાની ત્યાં આવી પ્રથમ પ્રશ્ન પૂછે છે અને કચ ગગનસૌન્દર્ય જોતો નથી એમ જાણી તેનો હાથ ઝાલી તે જોવા વીનવે છે. કચ તેનો હાથ તરછોડી નાંખે છે. આ વખતે કચ પોતાની બેઠકની અને પોતાના શરીરની ઊંચાઇથી એટલો ઊંચો છે કે દેવયાનીના મુખ કરતાં તેનું મુખ ઊંચું હોય. હવે અનાદરથી ઉદાસ થયેલું દેવયાનીનું મુખ ધીમેથી જેવું કચ તરફ વળે છે તેવું જ, તે જ વખતે, તે, કચ હૃદય તરફ નીચી દૃષ્ટિ કરી રહ્યો હતો તેની નીચી જતી નજરને મળે છે.

જરા જોયું° : આ શ્લોકમાં દેવયાનીના દૈન્યનું વિશેષ વર્ણન છે. આમાં લજ્જા શબ્દ આવે છે તે શૃંગારલજ્જા એવો અર્થ લઇ શકાય નહિ. કર્તા દરેક જગાએ જ્યાં નવા ભાવનો

ઉદય વર્ણવવો હોય છે ત્યાં, ભાવ અને ભાષા ઉપરના પોતાના વિરલ પ્રભુત્વથી, તે ભાવના વિભાવો, કારણો ક્રમશઃ આપીને જ તે ભાવનો ઉદય સ્થિતિ ઉપચય વગેરે દર્શાવે છે. અહીં શૃંગારી લજ્જાનું એક પણ કારણ નથી. શૃંગાર ભાવની સ્થિતિ તો છેક કાવ્યના અંત નજીક, 'શોભે જેવી°' એ શ્લોકમાં થાય છે. આ તો જેને સાધારણ ભાષામાં લાજ, શરમ, ભોંઠપ, કહીએ છીએ તેનું વર્ણન છે.

રહી વેળા થોડી—થોડીવાર રહીને, ગુરુકન્યાનું દૈન્ય જોઇને એ ડરતો ડરતો, સંકોચપૂર્વક પોતાની અવસ્થાનો ખુલાસો કરવા કહે છે—

અવસ્થા ભેદનું°: જુદી જુદી અવસ્થાઓનું. કોઇ અવસ્થા કેવી હોય કોઇ કેવી હોય તેનું ભાન તને નથી. હે મુગ્ધે, બધા મહીં બાલભાવ જ હોય એમ શું તું માને છે?

પછીના શ્લોકોમાં તેનું દૈન્ય વધતું જ જાય છે.

પૃ. ૪૦. રોતી હોશે°: નીચે મુખે રડતી હશે એમ શંકા કરીને, કચે તનુ કટિ સાથે બાહુ ધરીને, પોતે જે ઊંચી જગાએ બેઠો હતો ત્યાં, પોતાની કને, દેવયાનીને ઊંચી લીધી.

રોકેલ અશ્રુ°: ઊંચી જગાએ આવવાથી હવે દેવયાનીનાં રોકી રાખેલાં આંસુ પડ્યાં તે કચના ગાલને ભીંજવવા લાગ્યાં. આ આંસુ સાથે તેનું દૈન્ય, વિમાનના અને અપમાનનો રોષ પણ ખરી ગયો અને દેવયાની ચન્દ્રના જેવું અલ્પ હાસ્ય હસી.

પૃ. ૪૧. ધરી હૈયા°: આમાં બન્નેની સ્થિતિ પાછી બદલાય છે. વહીને ઓષ્ઠેથી°: ઓષ્ઠથી-અધરથી શરૂ કરીને આગળ જઇ વદન ઉપર. અહીંથી શૃંગારના વિભાવો અને અનુભાવો શરૂ થાય

છે. આ રીતે મુગ્ધાના સાન્ત્વનમાંથી શૃંગારનો ઉદય થવો બહુ જ સ્વાભાવિક અને સુંદર છે.

પૃ. ૪૨. ઉદ્‌ગાર

હરે દષ્ટિ૦: તારી સદય મૃદુ દષ્ટિ જ મારી રુજ, વેદનાને હરે છે.

સદા એ દષ્ટિ એવી જ રહેશે તો જીવનની સર્વ ક્ષણોને હું કૃતાર્થ માનીશ. પ્રમત્તાવસ્થા:૦ "પ્રિય અને પ્રિયા એકબીજામાં લીન થાય, એક બીજામય થઈ જાય, જગતને વિસરી જાય, એને જગત "પ્રમત્તાવસ્થા" કહે છે. આથી ઉલટું ઉદ્‌ગારમાં કવિ પ્રિય અને પ્રિયાના દષ્ટિબિન્દુને જ કુદરતી અવસ્થા ગણીને, પ્રેમી માણસ પ્રેમને ભૂલી જાય ને કોઈ કોઈ ક્ષણે જગત તરફ દષ્ટિ નાખે, તેને પ્રમત્તાવસ્થાની ક્ષણ કહે છે." સંવત્સરી વ્યાખ્યાન. યુગધર્મ, ૪, ૨૭૯.

પૃ. ૪૩. માનસ સર

માનસ=મન. માનસ નામનું સરોવર છે એટલે મનને જ માનસનું રૂપક આપેલું છે.

સ્થાનક ન મળ્યું: જલને સમાવાને માટે જગા ન મળી.

પાછું ન વળ્યું: તોફાન પાછું ન વળ્યું, તેનું જોર કમી ન થયું.

સ્થલ સાથ ભળ્યું: જલ અને સ્થલ એક થઇ ગયાં. પાણીથી બધું એકાકાર થઇ ગયું.

આખર ન કળ્યું: આનું આખર—આખર પરિણામ શું આવશે તે કળાતું, સમજાતું નથી.

પૃ. ૪૬. અશ્રુને આવાહન

આ કાવ્યમાં પૃ. ૪૭ ઉપરના, નથી પાસે૦ એ શ્લોકની પહેલી

બે પંક્તિઓ પ્રો. બલવંતરાય ઠાકોરના 'એક તોડેલી ડાળ' ની પ્રથમ બે પંક્તિઓ ઉપરથી લીધેલી છે. એ પંક્તિઓ નીચે પ્રમાણે છે:

નથી પાસે કોઈ મૃદુ હૃદયને શાન્ત કરવા,
ચુમી અશ્રુ છાતી સરસોં ધરી પીયૂષ ભરવાઃ

ભણકાર પૃ ૯

જુઓ સંવત્સરી વ્યાખ્યાન. યુગધર્મ ૪, ૨૭૮

## પૃ. ૪૮. પ્રણયમાં કાલક્ષેપ

કેટલીએક પંક્તિઓનો અર્થ અસ્ફુટ છે.

પ્રણયમાં કાલક્ષેપ એટલે પ્રણય કરવામાં વિલંબ કરવો તે.

નહીં આવે°:-પ્રણયીના હિતમાં પ્રણય કદી આડે આવતો નથી એમ કહેવું પડે તે, પ્રિયતમ સખે! લાયક ન ગણાય. તો પણ તને શું આ વાત ખોટી લાગે છે? તારા તરફ દયા*-સ્નેહ રાખનાર મારા તરફ શું તું નિર્દય થઇશ? તું વિચાર કરી જો, વિચાર કરીશ તો તારા અનુભવમાં મારા કહેલા સત્યનો નવો અંકુર તું જોઇશ.

વિચારે કે°: શ્રી કરુણાશંકરની પ્રતમાં બીજી પંક્તિમાં વચમાં વિરામચિન્હ નથી. એ પાઠથી અર્થ સુગમ થાય છે.

અર્થ—વિચાર કરવાથી અથવા ક્ષણ પણ મોડું થવાથી પછી વળશે નહિ—અર્થ સરશે નહિ, પ્રેમ મળશે નહિ. એ તો જ્યારે

* 'દયા' શબ્દ કાન્ત ઘણીવાર પ્રેમના અર્થમાં વાપરતા જણાય છે. કદાચ અંગ્રેજી શબ્દ charityના બન્ને અર્થો-ખાસ કરીને બાઈબલની ભાષામાં-થાય છે એ ઉપરથી એવો અર્થ કર્યો હોય. સરખાવો 'પરિપૂર્ણ દયારસ' વત્સલનાં નયનો. પૃ. ૭૯. આવી જ રીતે વાત્સલ્ય શબ્દ પણ પ્રેમના અર્થમાં વાપરતા જણાય છે.

મળે છે ત્યારે પણ સમય વહી જતાં મળી શકતો નથી. રસ વરસતો હોય ત્યારે જ સ્નાન કરી લેવું જોઇએ. શું હજી તને બહુ વહેલું છે એમ લાગે છે? નહિ નહિ, એવો વિચાર હૈયે ધરીને વિલંબ કરવો ન જોઇએ.

નથી તારૂં: વિલંબ નહિ કરવો જોઇએ કારણ કે આ રસની વર્ષા કાંઇ તારી નથી, તારી સત્તાની નથી, એ તો કુદરતી રચના છે, કુદરતથી જ એ બંધાય છે અને કુદરતથી જ પોતાની મેળે તૂટી જાય છે. માટે જયારે મળે ત્યારે જ તેનો લાભ લઈ લેવો જોઇએ, વૃથા કાલક્ષેપ કરવો ન જોઇએ. એ જ વાત બીજા રૂપકથી કહે છે. નભોમંડળનું જે સંગીત શ્રુતિ પર પડ્યું છે તેને સાંભળવા અનુકૂલ સમય મેળવવાની રાહ ન જો, એ સંગીત ઘણું વિરલ છે કારણ કે ઘણે લાંબે અંતરેથી આવે છે.

સુધાનાં સત્ત્વોનું: પ્રેમ, સુધાનાં સત્ત્વોનું મધુર મધુ કાઢ્યું હોય તેવો છે તે કોને ન ગમે? એવા પ્રેમ તરફ સ્વાભાવિક રીતે જ પ્રેરાતું હૃદય, કાલક્ષેપના વિચારથી, તું હઠપૂર્વક શા માટે દમે છે? એમ દમવાનું કશું કારણ નથી. હવે તો પ્રેમ-પક્ષીને ઉચિત સ્થાને જવા માટે તારા હૃદયપિંજરને ઉઘાડું કરી દે કે જેથી તે ઘેલું બની પોતાને અનુકૂળ પ્રેમરૂપી કુસુમ-રજમાં આળોટી મૂર્છિત બને.

## પૃ. ૪૯. રતિને પ્રાર્થના

આ કાવ્ય સંબંધી પ્રો. ઠાકોર કહે છે:

“ આજ સાલ [ ૧૮૯૦ ] માં ૨૨ મી અકટોબરે વડોદરેથી ટપાલમાં નાંખેલી **રતિને પ્રાર્થના** મ્હને ૨૩ મીની સ્હવારે મુંબઇમાં મળી. આના મૂલ કાગળમાં મથાળે ઇંગ્રેજીમાં

To

Rati, the Goddess of Friendship*

એટલું વધારે છે" યુગધર્મ ૪,૨૭૭

રસમય બન્યો૦: તેં ક્રીડા પ્રદર્શિત કરવાથી હું રસમય બન્યો. અને સ્પર્શે સ્પર્શે મને પ્રેમવશ કરવાને તેં સગર્વ પ્રયત્નો કર્યા. તારાં નવલ મધુરાં હાસ્યોથી મારૂં હૃદય દ્રવી જઈ તારે શરણે ગયું છે. તો હે રતિદેવી! હવે બસ થયું, હવે બચાવ, હવે વધારે પ્રયત્નો કરવાની જરૂર નથી.

મૃદુ મદભર્યો૦: "'નયન નમણાં' એ બે લીટી, રા. રા. ભાઈ લાભશંકર પ્રભુરામ ભટ્ટ, આ [પહેલાં પત્ની] નર્મદાનું સૂચન કરે છે, એમ જણાવે છે. એની આગલી લીટીમાં 'વિરલ કચથી' એટલે આછા વાળ એવો અર્થ નથી; બધાં ગાત્ર આચ્છાદી શકાય એટલા બધા અને એવા લાંબા વાળ, જે કોઈકને જ હોય છે, એવો અર્થ છે; અને નર્મદાના વાળ હતા પણ એવા."

સદર યુગધર્મ ૪, ૨૭૯.

આ 'વિરલ' જેવો જ અવળો પ્રયોગ 'પ્રમત્તાવસ્થા' શબ્દનો આપણે આગળ 'ઉદ્ગાર' (પૃ. ૪૨)માં જોઈ ગયા.

કાવ્યમાં બે જુદા વિચારો રસરૂપ થઈ એકત્વ કેમ પામે છે તેનો આ યોગ્ય દાખલો છે. કાવ્યનો મુખ્ય ભાવ મિત્ર તરફનો સ્નેહ છે. એ સ્નેહ અને પત્ની તરફનો સ્નેહ વસ્તુતાએ ભિન્ન છે. પણ પ્રસંગ મળતાં, કવિ એ બંને સ્નેહના એક જ અભિન્ન રસબિન્દુ આગળ સરી જાય છે અને મૈત્રીની દેવીનું મૂર્ત્ત સ્વરૂપ પોતાની હૃદયેશ્વરીની મૂર્તિને અનુસરી વર્ણવે છે.

---

* અર્થાત્ 'મૈત્રીની દેવી રતિને'.

અધિક સુખના°: આજે વધારે સુખપ્રદ કામ ઉપરં તારો નિયોગ, તારી નિમણુક થાય છે. માટે હે કાન્તે! પ્રવાસે જવા માટે જરા પાંખો પહોળી કરવી જોઇએ. સ્હવાર ન પડી ગઈ હોય અને હજી તારા દેખાતા હોય એ સમયે તારે વેગથી વિમોહ-મયી જઈ પહોંચવું.

"'વિમોહમયી' શબ્દ મુંબાઇને માટે વાપર્યો છે. અંબાલાલ-ભાઇ મુંબાઇને મોહમયી કહેતા." યુગધર્મ ૪. ૨૭૭.

નિજ સદનમાં°: મિત્રને એટલે કર્તાના મિત્ર, પ્રો. બળવંતરાય ઠાકોરને. "'સમાગમ ચિત્ર' એ શબ્દો અમે બેયે થોડા વખ્ત ઉપર સાથે પડાવેલી છબીને માટે છે." આ ગ્રુપ કાન્તમાલામાં [પૃ. ૩૨૫ સામે] છે. પ્રહર પણ° અન્વય—આજે જે અંતનો અર્થાત્ છેલ્લો એક જ પ્રહર વીતે તેજ પ્રહર, હે પ્રિયે! ત્હારા બલવંતનો જનનદિન પણ છે. તા. ૨૩મી અક્ટોબરની વહેલી સવાર એ પ્રો. બલવંતરાયના જન્મનો સમય, તેને અહીં તા. ૨૨મીનો છેલ્લો પ્રહર કહેલો છે, જો કે ખરી રીતે તા. ૨૨મી રાતના ૧૨ વાગે પૂરી થાય.

સ્ફુરિત કરજે°: સખી! આવું સ્વપ્નું તું તે મિત્ર નિદ્રા કરતો હશે તેનામાં સ્ફુરાવજે, કે જાણે, મિત્ર રાત્રે ફરવા નીકળ્યો હોય અને ત્યાં ત્વરિત—એકદમ, હર્ષ મિશ્રિત વિસ્મયે, રસાલ નવી વયની બે બાલાઓ( રિદ્ધિ અને સિદ્ધિ )ને વિમલ કુસુમો વરસાવતી નિરખે.

પૃ. ૫૦. લલિત નમને°: એ બે બાલાઓ સુહૃદને 'આયુષ્માન્' થવા વરદાન આપે; મીઠા કંઠથી 'જય જય 'નાં વચનો કહે; અને અભિનય વડે અંગોની અદ્ભુત સુકોમલતા છતી ( વ્યક્ત ) કરીને, આકાશના તારા જેવાં પ્રકાશતાં જલધિનાં જલમાં પડીને અલોપ

થઈ જાય. આ " કલ્પના હિંદુ અને ગ્રીક વિચારોનું રમ્ય સંમિશ્રણ છે." યુગધર્મ ૪, ૨૭૭.

સ્વન મધુરતા°: ઉપરના સ્વપ્નના સુખની અસર જતી રહે એમ નહિ—એકદમ આઘાત લાગે એમ નહિ—પણ ધીમેથી, મધુર કોમળતાથી, જગાડવા કહે છે. તે મધુરતાને કવિ વાદ્ય બંધ પડતાં તેનો મધુર રણકારો ચાલે તેની અને સુગન્ધી દ્રવ્ય દૂર જતાં તેની જે મધુરતા સર્વ અંગમાં વ્યાપી જાય તેની સાથે સરખાવે છે.

રવિકિરણને°: ઉત્તરાર્ધ-સૃષ્ટિમાં વિજયના જેવો મહોત્સવ દર્શાવીને મિત્રની હર્ષપ્રકાશિત દૃષ્ટિમાં પ્રણયને—સામાન્યરૂપે અથવા કવિ માટેના અથવા કવિના પોતાના—ઠરતો જોજે.

નજર જ°; તેવામાં જો બલવંતની નજર કવિની પ્રતિમા (છબી) ભણી પડે તો તારે કવિની પ્રતિમાનાં નયનોની પ્રભા તરત બદલાવી નાંખવી. અને એવું દેખાડવું કે જાણે કવિનું મુખ હમણાં જ સામે આવીને મિત્રને અભિનન્દન આપશે, અને એમ દેખાડીશ ત્યારે, મારી છબીનાં નયનની એ પ્રભામાં પ્રકટિત થતા સ્નેહને એ સ્નેહી સખા પણ અભિનન્દન આપશે એ તું જોઇશ.

રતિરસ બધે°: કાવ્યના પ્રારંભમાં સ્પષ્ટ છે કે રતિ પોતે કવિને રસમય કરવા પ્રયત્ન કરે છે તો તેને પાછાં આવવાને અને ક્યારે ક્યારે ફરી મળવાને વીનવણી કરવાની જરૂર નથી એમ શંકા થાય. પણ સ્નેહ ગમે તેવો પૂર્ણ હોય છતાં તે અધીરો જ હોય છે અને સ્નેહી મુસાફરીએ જતું હોય તેને પાછાં આવવાનું કહેવું એ સ્વાભાવિક છે એ રીતે છેલ્લી ઉક્તિયોનું સમર્થન થઇ શકે.

## પૃ. ૫૧. પ્રમાદી નાવિક

કાવ્યનું મૂલ નામ 'નિરાશ નાવિક' હતું.

પતિએ ભવસાગરમાં સાથે ચાલનાર સહચરીને પોતાના પ્રમાદથી ખોઈ તેનું આ કાવ્ય છે. પતિને સાગરનો પ્રમાદી નાવિક એટલા માટે કહ્યો છે.

સુધાધવલ અંતથી, ચાંદની રાતની ક્ષિતિજથી. ચાંદની રાતે ઘણી વાર ક્ષિતિજમાં વિદ્યુત્‌ના ઝબકારા થતા હોય તેવું દેખાય છે. અને વળી દરિયાનું દશ્ય છે એટલે દૂરના પાણી ઉપર પ્રકાશ એવો દેખાય એ સ્વાભાવિક છે.

ગણી ઉભય અર્થ સર્વ ભટકયાં મહાસાગરેઃ અમે બે એક-બીજાને સર્વ અર્થ છીએ એમ ગણીને; અમારા સહચારમાં જ અમારી સર્વાર્થસિદ્ધિ છે એમ માનીને.

જતાં નિકટ°: અમારી સફરમાં બંદરો નજીક જઈ ચડતાં, અમે તેને જોતાં જોતાં "આ બંદરો સુખનાવ (pleasure boat) ને શું સમજે!" એમ કહી હલેસાંથી વહી જતાં, બંદરોને વટીને ચાલ્યાં જતાં. અમારું નાવ વેપાર કે સરત કે લડાઈ માટે ન હતું માત્ર સુખની સફર માટે હતું. તેને આ બંદરો સાથે શી લેવા દેવા હોય!

પૃ. પર. હતાં સજલ નેત્ર એ : મુજ ભરેલ નિદ્રાલસેઃ તેનાં નેત્રોમાં આંસુ હતાં અને મારાં નેત્રો નિદ્રા અને આળસથી ભરેલાં હતાં.

કરાલ રજની°: પ્રમાદી નાવિક પ્રમાદના પશ્ચાત્તાપમાં અને પ્રિયાવિયોગના આઘાતથી દરિયામાં પડતું મૂકી જીવનનો અંત આણે છે.

પૃ. ૫૩. વિધુર કુરંગ

શશી નિરખતો°: શશીને જોઉં છું અને ગગનના મધ્યમાં

ઊંડી દગ કરી, તે સુદૂર દગથી કુટુંબરત તારલાઓ પાછા જોઉં છું. કુટુંબરત તારલાઃ કવિ પોતાના વૈધુર્યથી, તારાનાં ઝૂમખાંમાં કુટુંબભાવ આરોપે છે. શા ઠર્યું?

**પ્રિયા°**: "શાવ, તે મણિશંકર અને આ [ પહેલી પત્ની ] નર્મદાનો પુત્ર પ્રાણલાલ.' યુગધર્મ ૪, ૨૭૯.

હતી કઠિન°: વિધુર કુરંગે પત્ની જતાં બાલમૃગની સંભાળ લેવા માટે શીંગડા વડે જરા જમીન સુંવાળી કરી હતી અને શયન પાસેના કાંકરા જિહ્વાગ્રથી લઇને દૂર કર્યા હતા. આસપાસની ઊડતી ધૂળ તો ખરતાં આંસુથી જ શમી ગઇ હતી. પણ તેનાથી ઠંડી થવી જોઇએ તે થતી નહોતી કારણ કે તેની ઠંડી ઉષ્ણ નિઃશ્વાસ હરી લેતો હતો.

પૃ. ૫૫. વિપ્રયોગ

સરખાવો કલાપીનું 'એકલો હું' (કેકારવ ૮.૩૯૫) જોઈ જવું.

પ્રથમ આ કાવ્ય બે જ કડીનું હતુંઃ—

આકાશે એની એ તારાઃ
એની એ જ્યોત્સ્નાની ધારાઃ
તરુણ નિશા એની એઃ—દારા
ક્યાં છે એની એ?

એ તો હાવાં નહિ જોવાનીઃ
આંખલડીએ નહિ લ્હોવાનીઃ
અંત સુધી મ્હારે રોવાની
દારા એની એ.

પછીથી કર્તાએ સ્વીકારેલા નવા ધર્મમાં તેમને આ નિરવધિ વિયોગની નિરાશાને બદલે સ્વર્ગમાં મળવાની આશા થાય છે

અને તેથી, જેમ 'ચક્રવાક મિથુન'માં નવી ભાવના પ્રમાણે તેમણે કાવ્યમાં ફેરફાર કર્યો તેમ અહીં પણ કર્યો. આ સંબંધી પ્રો. ઠાકોર કહે છેઃ—

"કોણ કહેશે કે આ ફેરફારોથી કવિતા નથી બગડી?'

યુગધર્મ ૪, ૨૭૯.

અને અલબત પાઠ બદલાતાં રસ બદલાઇ જાય છે અને નવો રસ જૂના જેવો સઘન તો નથી જ.

પૃ. ૫૬. મત્ત મયૂર

મારી ફીસ્તીના સમયની, તે પછી લખાયેલી. ૧૮૯૦ અકટોબરના બુદ્ધિપ્રકાશમાં પ્રસિદ્ધ થઈ.

પૃ. ૫૮. મુગ્ધાને સંબોધન

છેલ્લી કડીઃ ચાલ જો ચહીયે=ચાલો આપણે સ્નેહ કરીએ.

પૃ. ૫૯. અજ્ઞાન સખા પ્રતિ

કાન્તને ઉદ્દેશીને લખેલું નૂતન સખા પ્રતિ કાવ્ય કલાપીએ કાન્તને મોકલેલું (જુઓ શ્રી કલાપીનો કેકારવ પૃ. ૬૮૪ સદર કાવ્ય ઉપરની શ્રી સાગરની નોંધ.) કાન્તનું આ કાવ્ય તેના ઉત્તર રૂપે છે (શ્રી મુનિકુમાર સંપાદિત 'કલાપીના પત્રો' પૃ. ૧૬). આ કાવ્યનો ફરી ઉલ્લેખ કાન્તમાલા પૃ. ૩૪૫ મે પત્ર ૩૯ માં છે.

અર્થ બરાબર સ્ફુટ નથી. કર્તાની ધાર્મિક માન્યતાઓનો આમાં ઉલ્લેખ છે એટલું સ્પષ્ટ છે.

નૂતન સખા પ્રતિ કાવ્યમાં કલાપીએ પોતા વિશે જે લઘુતા પોતાની અવજ્ઞા બતાવેલી તેને માટે કહે છે કે આવી લઘુતા તારા શબ્દોમાં ઘટતી નથી. એવી લઘુતા એ માયાની જડતા છે. તારું હૃદય પણ કેમ આવી ભૂલ કરે છે? તારી આસ્થા કેમ

ડગી જાય છે ? પ્રણયરસની બ્રાહ્મી સ્થિતિ કેમ વિસ્મરે છે ?

આત્માનો એ રસ એટલે પ્રણયરસ કદી કમી થતો નથી. આત્મા તો ચરાચરમાં રસમય થઇ પ્રગટ ( છતો ) રૂપે વિલસે છે. આત્માના એ સ્વરૂપનું સ્મરણ કરજે, અને ઇશ્વિર જે સકલમય છે, અથવા જે ધર્મ ઇશ્વિરનું સકલમય સ્વરૂપ સમજાવે છે, અથવા જે ધર્મ સકલમય ( universal ) છે ત્યાં આવીને મને મળજે.

પૃ. ૬૦ આશાગીત

આત્મામાં નવી સ્ફુરતી દિવ્ય આશાનું આ ગીત છે; ધર્મ પર દૃઢ આસ્થાથી જે ઉદ્‌ભવે છે તે આશાનું.

અહા શા° : આશા ઊંચેથી નીચે આત્મા ઉપર સ્વરો વરસાવે છે અને એ સ્વરમાં સ્નાન કર્યાથી બળેલો આર્ત્ત આત્મા કેવો ઠરે છે !

ખરે શું°: એક જ કડીમાં બે વાર 'ખરે' આવે તે સંભવિત નથી લાગતું. પ્રો. ઠાકોર અરે–ખરે પાઠ વધારે સારો ગણે છે. ( આપણી કવિતાસમૃદ્ધિ ૧લી આવૃત્તિ પૃ. ૧૨૭); આ ખરે ના ...

સ્નેહના સ્વર્ગમાં અમે સાથે ફરીશું એવો દિવસ શું ખરેખર આવશે? અરે, આશા શું તું ખરે જ આમ કહે છે? સ્નેહના સ્વર્ગમાં એટલે સ્નેહનું સ્વર્ગ માનનાર નવા ધર્મમાં, સ્વીડનબોર્ગે દર્શાવેલ નવા ક્રિશ્ચન સંપ્રદાયમાં. એ ધર્મ સ્વીકાર્યા પછી કવિની મોટામાં મોટી ચિન્તા અને આર્તિ એ હતી કે તેમનાં પત્ની એ ધર્મ સ્વીકારી શકતાં નહોતાં. અહીં એ ધર્મના સહચારની ઉત્સુકતા અને આશા દર્શાવેલી છે.

અને શું° : ધર્મનો સહચાર માત્ર બસ નથી. આ નવીન ધર્મના સ્વીકારથી જે સહન કરવું પડ્યું તેનો સ્વજનને થયેલો જખમ પણ રૂઝાશે ? એ જખમ પણ શુદ્ધ હૈયાનો હતો. એ

જખમ પણ સ્વજનનું આભિજાત્ય અને હૃદયનું કોમલત્વ બતાવે છે. જખમ રૂઝાઇને એ સ્વજન મારી સાથે ચાલે તો તો કેટલી દયા થઈ ગણાય!

નહીં પરવા°: અમને કશી પણ ઐહિક ચીજની પરવા નથી. હે આશા! જો માત્ર તેને, મારા નવા ધર્મમાં હજી આસ્થા નથી થઈ એવાં મારાં આત્મીય જનને, સંતોષ (satisfaction), નવા ધર્મની પ્રતીતિ થાય તો મારો ઉદ્ધાર થઈ જાય. અરે, તે જ સ્વજન પછી મારો ઉદ્ધાર કરે.

નિહાળું હા°: નવા ધર્મના સ્વીકાર પહેલાં સખીનો જે સૌમ્ય રસ દેખતો હતો, તે જ જૂનો—અસલ રસ ઘડી પણ હું જોઉં, તો આ હૈયું સુખથી ભવસાગર તરી જાય.

મને તવ°: હે આશાદેવી! મને તારા ગાનમાં મીઠી આસ્થા સદૈવ રહેલી છે. એ દિવ્ય સ્વરો મને સાંભરે છે અને સાંભરે છે ત્યારે મારા જીવનને ભરે છે.

પૃ. ૬૧. અનામી નામ

અર્થ અસ્ફુટ છે. 'અનામી નામ' એ શબ્દો કદાચ જીસસ ક્રાઇસ્ટ કે સ્વીડનબોર્ગને ઉદ્દેશીને હોય.

તને પણ°: આખરે એટલે મૃત્યુ પછી. ખરૂં પ્રેમસુખ મૃત્યુ પછી જ મળી શકે છે એવી તને પણ પ્રતીતિ છે. તો હું આ દુનિયામાં કોઇને પણ સૌહાર્દસુખ ક્યાંથી આપી શકું?

અને જ્યારે°: આ સંસારમાં તો તારૂં નામ કોઇને કહેવાનું નથી પણ જ્યારે રસીલા જીવનસાગરે વહેવાની આશા સિદ્ધ થશે, ત્યારે વિશ્વને વ્હાલું તારૂં અનામી નામ સ્વર્ગના વીણામુખે પ્રતિક્ષણ લઇ શકાશે.

## પૃ. ૬૨. પુરાની પ્રીત

સ્વરો તારા° : જે સ્વરો હાલ તું કાઢે છે તે મને અવશ્ય મીઠા તો લાગે છે; પણ હજી બીજા, અન્ય પ્રકારના–મારો નવીન જીવનપંથ ઉજાળે એવા–સ્વરો મારો આત્મા તારી પાસે માગે છે.

તને ચાહું°: આવા નવીન સ્વરની આશા રાખું છું એ ખરું છતાં કોઈ પણ બીજી વ્યક્તિના સ્વરોમાં મને સંતોષ તો નથી જ.

નહીં એ° : ગમે તેવી અન્ય સ્મૃતિની લહરો તારા માનસતટ પર આવી આવીને અથડાતી હોય પણ એટલું તો નિશ્ચિત છે કે જે સ્વરો હું માગું છું તે તને અજાણ્યા નથી જ. હું શું માગું છું તે તું પણ જાણે છે અને તેનું ભાન અન્ય સ્મૃતિઓમાં તને કદી લુપ્ત નથી થતું. 'સુજે તેવી' એટલે 'ગમે તેવી,' 'ગમે તે'.

સખી ! જો°: જે ઈશ્વરની ઉપાસના હું કરું છું તેની જો કોઈ પણ બાની તું સાંભળે તો તારો આત્મા સુખેથી ભ્રમનો ભેદ છોડી દે.

અને એ બાનીનો પડઘો છેવટે બ્રહ્માંડમાં ફેલાતાં (આપણી) પુરાની–પહેલાંની સાચી પ્રીત આ સ્વપ્ન જેવા સંસારમાંથી પાછી જાગૃત થાય.

## પૃ. ૬૩. રજાની માગણી

આત્માના ખરા નિવાસ તરફ સત્યધર્મપથ જવાને માટે સખી પાસે, સ્વજન પાસે, આત્મા રજા માગે છે.

રજા આ° : હંસ એટલે આત્મા. ઘણા પ્રાચીન કાલથી હંસ એ આત્માનું પ્રતીક મનાતો આવ્યો છે. હંસ માનસને: માનસ

સરોવરના હંસને.* માનસ સરોવર એ અહીં આત્માના સત્યધામનું રૂપક છે. હંસ સમય થયે પોતાના ખરા નિવાસ માનસસરોવર તરફ જાય છે અને માટે રજા માગે છે. સ્નેહીથી જુદાં પડતાં તો દુઃખ લાગે; રજા આપવા દિલ કહ્યું કરે નહિ, પણ આ સ્નેહની વ્યથાઓ નસીબમાં માંડી હોય છે તે સૌને સહેવી પડે છે.

જવાનું જો: જ્યારે બધાઓને એક દિવસ 'આત્માને ત્યાં'–આત્માના ધામમાં જવાનું જ છે ત્યારે છૂટાં પડતાં થોડો સમય તો સ્થિરતા રાખવી જોઇએ, સ્વસ્થતા રાખવી જોઇએ.

સદા એ હંસ તો માનસ સરોવરે પણ પોતાના સ્નેહીને અર્થાત્ તને સંભારશે પણ તને પણ તેના સમાગમની તૃષા જેવી

---

* આ વ્યુત્ક્રમનું દૃષ્ટાન્ત છે. પ્રાચીન કવિઓનાં કાવ્યોમાં શબ્દોના આવા ઉલટા ક્રમોના ઘણા દાખલા આવે છે. નરસિંહ મહેતાથી દયારામ સુધી સર્વેએ એના પ્રયોગો કર્યા છે. એમાં કાંઇક ભાષાની ઓર જ ખૂબી અનુભવાય છે. ઘણે ભાગે તેમાં છઠ્ઠીનો પ્રત્યય લુપ્ત હોય છે. જેમ કે "વાત પકવાનથી ભુખ ન ભાગે" (નરસિંહ મહેતો)–પકવાનની વાતથી ભૂખ ભાગે નહિ. આધુનિક સાહિત્યમાં રચનાવૈચિત્ર્ય માટે, અર્થઘનતા માટે, શબ્દો અને અક્ષરોના લાઘવ માટે, ભાષાને પ્રતિકૂલ એવી અનેક છૂટો લેવાય છે પણ આ રચનાવૈચિત્ર્યનો કોઈએ બુદ્ધિપૂર્વક ઉપયોગ કર્યો જણાતો નથી. કાન્તે આ પ્રયોગ જૂની ગુજરાતીના અભ્યાસથી કર્યો હશે કે કેમ તે કહી શકાતું નથી પણ ભાષાના પ્રભુત્વ અને સ્વાભાવિક રચનાકૌશલથી તેમને એ સિદ્ધ છે. સરખાવો.

છાયા તરુવર તીર [પૃ. ૯૭] તીર ઉપરના તરુવરની છાયા.

વ્યુત્ક્રમ સિવાય પણ વિભક્તિઓના પ્રત્યય લુપ્ત રહી શકે છે. સંસ્કૃત ભાષામાં સમાસોથી જે શબ્દલાઘવ આવે છે તે ગુજરાતીમાં આ રીતે આવે છે. આવા પ્રત્યયલુપ્ત શબ્દોને સમાસ ન ગણવા જોઇએ અને તે જુદા લખાય એ ભૂલ નથી.

ને તેવી, છે તેવી ને તેવી રહેશે તો ખરી ના! અને જો રહેવાની હોય તો—

બધું તો૦:—તો આપણું જૂનું નવું કંઈ કંઈ સંભારી રાખજે કારણ કે નિજવાસમાં–આત્માના વાસમાં તું આવીશ ત્યારે મળીને એ બધી વાતો મને કહેવી પડશે, હાં!

## પૃ. ૬૪. મિત્રને આમંત્રણ

તપની એટલે? 'જાને', 'ગાને', ના અર્થમાં 'જાની' 'ગાની' એવા સૂરતી પ્રયોગો છે. આ તેવો પ્રયોગ જણાતો નથી. 'તાપણી' (નામ) એવો અર્થ હોઇ શકે–જો કે ભાષાની છૂટથી જ. સૂકલ ઘાસમાં હે મૂરખ! શાને તાપણી તાપે છે?

આખું કાવ્ય ઉપદેશાત્મક છે અને પોતાના જ જીવને મિત્ર તરીકે સંબોધીને કહ્યું હોય એમ લાગે છે. જીવને સંબોધીને ભજનો ગાવાની આપણામાં જૂની પરંપરા છે. ભજનોમાં છેલ્લે 'જી'નાં પુનરાવર્તનો આવે છે તે પણ 'જીવ'ને જ સંબોધનો છે. પ્રત્યુત્તરમાં માનાર્થે 'જી' આવે તે પણ **જીવ** ઉપરથી જ થયું છે.

## પૃ. ૬૫. અગતિગમન

પ્રો. બલવંતરાય ઠાકોરના "'અદૃષ્ટિદર્શન' ઉપરથી સૂચિત થતાં લખેલું." જુઓ યુગધર્મ ૪, ૨૭૬. જુઓ ભણકાર પૃ. ૨૪ અને પૃ. ૧૧૮; વળી જુઓ મ્હારાં સોનેટ પૃ. ૪૯; તથા કાન્તમાલા પત્ર, ૧૯, પૃ. ૩૩૨.

બધા તારાઓ ઝાંખા છે, વિધુ–ચન્દ્ર મહીં પણ તેજ દેખાતું નથી અને પથિક અર્થાત્ રસ્તા ઉપરનાં [ભાષાની છૂટ] તરુઓની છાયાથી સઘળે અંધારું થયેલું છે. તેમાં ચરણ ચાલતું નથી, અને દિલ દૂર જાય છે; બીજે તો ક્યાં જાય? પ્રિયહૃદયની પાસે જાય છે.

વિચારો રેલીનેં: વિચારો રેલીને સર્વત્ર પ્રણયરસને ઉભરાવે અને એ રસમાં ન્હાતાં ન્હાતાં સ્નેહીઓનાં હૃદયો પરસ્પર આલિંગન કરે.

બને ત્યારેં: ત્યારેં આંખો પણ સ્વપ્નમાં શિશુની હોય તેવી, મૃદુ બની જાય અને શિરના સહજ સ્વલ્પ નમને સ્વર્ગ તરફ જતી હોય એમ ભાસે છે; પણ બીજી જ ક્ષણે આ આભાસ બંધ થાય છે અને હૃદય પાછું આ દુનિયામાં વાસ કરવા માંડે છે અને અંધારાને સમજીને ચરણ અંધારાથી શીઘ્ર ખસવા માંડે છે.

આ દુનિયાના ઘોર અંધારામાં ઓચિંતાં જ ઘડીભર ચિત્ત પ્રેમસમાધિ લઇ લે છે, પ્રેમમાં જ સ્વર્ગની ઝાંખી કરી લે છે, અને એ દર્શનથી પ્રકાશ અને બળ પામીને પાછું દુનિયાના અંધારાથી દૂર રહીને ચાલવા માંડે છે.

પૃ. ૬૬. પ્રણય વચન માટે પ્રાર્થના

મિસિઝ બ્રાઉનિંગના Sonnets from the Portuguese માંથી ૨૧મા સોનેટનું ભાષાન્તર છે.

પ્રથમ ખંડ: ચાહે છે એવું વચન ફરી ફરી કહે. હે કવિવર, તેં તારા કાવ્યમાં લખ્યું છે તેમ, ફરી ફરીને કહેવાથી ભલે એ કોકિલના કૂજન જેવું બની જાય.

બીજો ખંડ: કોકિલકૂજન જેવું એ બની જાય તેની કશી ફિકર નહિ. કારણ કે નદીતીરે કે ખીણે કે ગિરિપૃષ્ઠ ઉપરના વનમાં કોઈ પણ જગાએ બીજી ગમે તેટલી કુદરતલીલા ભેગી થાય પણ એ કોકિલના ટહુકા વિના વસન્ત પ્રસરી શકતી નથી. એ કોકિલ એ જ ખરી વસન્તલીલા છે માટે તારાં વચનો ભલે કોકિલકૂજન જેવાં લાગે.

ત્રીજો ખંડ: ત્યાં એ તારાં દૈવી જેવાં વચનો મારા શ્રવણ પર પડયાં, પણ મને તારા પ્રેમની ખરેખર પ્રતીતિ તે વખતે ન થઈ, કારણ કે હું તે વખતે અંધકારમાં–અજ્ઞાનમાં હતી, માટે વીનવું છું કે તું મને ચાહે છે એ વચન ફરી પણ કહે.

ત્રીજા ખંડ પછી નીચેની બે પંક્તિઓ પ્રથમ હતી તે પૂર્વાલાપમાં નથી. અસ્ફુટ હોવાથી કાઢી નાંખી હશે.

નહીં કોને લાગે પ્રિય અધિક તારા ગગનમાં ?
ઉપેક્ષા કોને છે અધિક કુસુમોની ઉપવને ?

તારાઓ આકાશમાં પોતપોતાને માર્ગે ગમન કરે છે તે છે તે કરતાં વધારે હોય તો પણ કોને અધિક પ્રિય નહિ લાગે ? તેમ જ ઉપવનમાં કુસુમો બહુ થઈ ગયાં છે એમ ધારી તેની ઉપેક્ષા કોણ કરે ? અર્થાત સુંદર વસ્તુ બહુ થઈ ગઈ એમ કહેવાય જ નહિ. તું પણ તારા પ્રેમનું વચન કહ્યા જ કર. તેને સીમા ન જોઇએ.

ચોથો ખંડ: રજતજ ઝણત્કાર સરખી=રૂપાના રણકાર જેવી જ. એકાન્તો: મારી હાજરીમાં તો મને ચાહવાનું વચન જરૂર સંભળાવ પણ સાથે સાથે એકાન્તમાં, મારાથી વિખૂટો એકલો હો ત્યાં પણ મને ચાહવાનું છોડી ન દેતો. અસલ સૉનેટ નીચે મુજબ છે:

XXI

Say over again and yet once over again,
That thou dost love me. Though the word repeated
Should seem 'a cuckoo-song,' as thou dost treat it,
Remember never to the hill or plain,

alley and wood, without her cuckoo-strain,
omes the fresh Spring in all her green completed!
eloved, I, amid the darkness greeted
y a doubtful spirit-voice, in that doubt's pain
ry...Speak once more...thou lovest! Who can fear
oo many stars, though each in heaven shall roll-
oo many flowers, though each shall crown the year?
ay thou dost love me, love me, love me-toll
'he silver iterance!—only minding, Dear,
o love me also in silence, with thy soul.

રણન જ ઝણકાર સરખો!

. ૬૭. સ્નેહ માટે સ્વર્ગત્યાગ

પ્રથમ ખંડઃ મારું મરણ સત્વર થાય તો પછી બાકીના ૃવનમાં તને ઓછું આવે, કંઇક પણ ઊણપ આવે, એમ છે ું? આમ વાત છે? અને મારા મરણથી શું / તને રવિનાં કરણો પણ તેજહીન લાગવાનાં એમ?

બીજો ખંડઃ હું હમેશાં તારી જ રહી છું, પણ તારા અંત-માં આટલું ઊંડું સ્થાન મને મળી શકે એ તો મેં નહિ જ માણેલું. એટલે અત્યાર સુધી તો હું સ્વર્ગે જઇશ એમ મેં ારેલું, પણ આટલું મોડું પણ જાણ્યું ત્યારે તો મારાથી શી ીતે જ હવે સ્વર્ગે જવાય? રે, જીવ, ત્યારે હવે મરણની મમતા ૄકી દે...બીજી સ્ત્રીઓ પ્રણયસુખને માટે મથી મથીને પદવી અને જમીનનો ત્યાગ કરે છે ત્યારે હું પ્રેમની ખાતર કબરનો, મરણનો, વર્ગનો ત્યાગ કરું છું.

મસલ સોનેટઃ—

## XXIII

Is it indeed so? If I lay here dead,
Wouldst thou miss any life in losing mine?
And would the sun for thee more coldly shine,
Because of grave-damps falling round my head?
I marvelled, my Beloved, when I read
Thy thought so in the letter. I am thine-
But...*so* much to thee? Can I pour thy wine
While my hands tremble? Then my soul, instead
Of dreams of death, resumes life's lower range!
Then, love me, Love! look on me...breathe on me!
As brighter ladies do not count it strange,
For love, to give up acres and degree,
I yield the grave for thy sake, and exchange
My near sweet view of Heaven, for earth with thee!

**પૃ. ૬૮. પ્રણયની ખાતર જ પ્રણય**

બધી એ ચીજો તો૦: ઉપર ગણાવી તે સઘળી ચીજો તો ફરી જાય અથવા ફરી ગઈ એવું તને ભાસે અને તેથી જેમ એ ચીજો જોઇને તું મારા તરફ અભિમુખ થયો તેમ જ એ વસ્તુઓ બદલાતાં અથવા બદલાયેલી લાગતાં તું વિમુખ પણ થઈ જાય.

દયા તારી: તારી દયા છે તેથી પણ તું સ્નેહ ન કરતો કારણ કે [ કાંકે કાઠિયાવાડી પ્રયોગ ] જે વ્યક્તિ તારી પાસે રહે, લાંબા વખત સુધી તારૂં આશ્વાસન લે તે, એ આંસુ વીસરાઈ જતાં એ પ્રીતિ પણ ખોઈ દે.

અસલ સોનેટ:—

XIV

If thou must love me, let it be for nought
Except for love's sake only. Do not say
" I love her for her smile...her look...her way
Of speaking gently...for a trick of thought
That falls in well with mine, and certes, brought
A sense of pleasant ease on such a day"—
For these things in themselves, Beloved, may
Be changed, or change for thee,–and love so wrought,
May be unwrought so. Neither love me for
Thine own dear pity's wiping my cheeks dry,—
Since one might well forget to weep who bore
Thy comfort long, and lose thy love thereby.
But love me for love's sake, that evermore
Thou may'st love on through love's eternity.

પૃ. ૬૯. વ્હાલાંઓને પ્રાર્થના

સરખાવો કલાપીનું ‘રોનારાં’ અને ‘વીત્યાંને રોવું’.

પૃ, ૭૦. ગાનવિમાન

જુઓ ‘રજાની માગણી’ [પૃ. ૬૩] અને તે ઉપરનું ટિપ્પણ. એ જ માનસની કલ્પના આ કાવ્યમાં પણ છે.

સખી : કવિની સ્વર્ગસ્થ સખી. જે માનસમાં, આત્મધામમાં અગાઉથી ગયેલી છે તે.

પલ્વલ: સંસારરૂપી ખાબોચિયું. પુરા સન્દર્ભિ ० ખાબોચિયે.

દગે દગ°: આકાશના તારા જેવી તારી સ્નેહની દૃષ્ટિની મારી દૃષ્ટિ વડે હું ઝાંખી કરી શકું છું. પણ મારામાં પાંખની શક્તિ નથી.

રહ્યું કર્તવ્ય°: આ સંસારમાં મારે કાંઈ કર્તવ્ય પણ હવે રહ્યું નથી કારણકે તારો કલહંસ, [ પ્રથમ પત્નીનો પુત્ર પ્રાણલાલ ] પણ નિર્મલ હાસ્ય કરતો તારી સાથે આકાશમાં છે–એને મોટો કરવા માટે અહીં રહેવાનું કર્તવ્ય હવે નથી રહ્યું.

## પૃ. ૭૨. વત્સલનાં નયનો

સપનાં–આદર્શો–અભિલાષાઓ, વિધુરાં–મદદ વિનાનાં થયેલાં નજરે પડે અને અંધકારના ખાડામાં ગુમ થાય તેનું કાંઈ નથી. પણ—

જુઓ પત્ર ૩૩. કાન્તમાલા પૃ. ૩૪૧–૪૨. બાજુમાં વાંચો. ✓

સરખાવો કલાપીનું ‘ એક સવાલ.’

## પૃ. ૭૩. સ્વર્ગંગીત

નીચેના જીસસના વચન ઉપરથી આ કાવ્ય લખ્યું છે.

And I say unto you, Ask, and it shall be given you; seek, and ye shall find; knock, and it shall be opened unto you.

For every one that asketh receiveth; and he that seeketh findeth; and to him that knocketh it shall be opened.

New Testament. St. Luke. c. xi, 9-10

કામે છે: કમાય છે. કાઠિયાવાડી પ્રયોગ.

પૃ. ૭૫. સ્થિતિભેદ

સરખાવો કલાપીનું 'કોને કહેવું!'

૭૬. પવિત્ર ભોજન

નીચેનું જીસસનું વચન સરખાવો:

And Jesus said unto them, I am the bread of life: he that cometh to me shall never hunger; and he that believeth on me shall never thirst.

St. John. c. vi, 35.

પૃ. ૭૭. પ્રભુપ્રાર્થના

Lord's prayer ઉપરથી:—

Our Father which art in heaven, Hallowed be thy name.

Thy kingdom come. Thy will be done in earth, as it is in heaven.

Give us this day our daily bread.

And forgive us our debts, as we forgive our debtors.

And lead us not into temptation, but deliver us from evil: For thine is the kingdom, and the power, and the glory, for ever. Amen.

St. Matthew c. vi, 9-13.

પૃ. ૭૯. વ્હાલાંઓને ઉપદેશ

હસનારાંની સાથે°: સરખાવો.

Rejoice with them that do rejoice, and weep with them that weep.

New Testament. Romans c. xii, 15.

પૃ. ૮૦. કાર્ડિનલ ન્યૂમેનની પ્રાર્થના

અસલ નીચે પ્રમાણે છે:

**The Pillar of the Cloud.**

Lead, Kindly Light, amid the encircling gloom,
Lead Thou me on!
The night is dark and I am far from home,
Lead Thou me on!
Keep Thou my feet: I do not ask to see
The distant scene;—one step enough for me.

I was not ever thus, nor pray'd that Thou
Shouldst lead me on.
I loved to choose and see my path; but now
Lead Thou me on!
I loved the garish day, and, spite of fears,
Pride ruled my will: remember not past years.

So long Thy power hath blest me, sure it still
Will lead me on,
O'er moor and fen, O'er crag and torrent, till
The night is gone;

And with the morn those angel faces smile,
Which I have loved long since, and lost awhile.

પૃ. ૮૧. મહેમાનોને સંબોધન

કરજો માફ°: ઈશ્વરની હમેશની ઉપાસનામાં પાપો થાય છે તો તમારી સેવામાં પણ હજારો પામર પાપો થયાં હશે તે તમે માફ કરજો.

માફી બક્ષવાની આ અરજમાં એવો પણ ધ્વનિ છે કે જે માણસ, ઈશ્વર પોતાના ગુન્હા માફ કરે એમ ઈચ્છતો હોય, તેણે બીજાંના ગુન્હા પણ માફ કરવા જોઈયે. જુઓ પ્રભુપ્રાર્થના ઉપરના ટિપ્પણમાં આપેલી Lord's prayer. પૃ. ૨૨૨. અને કલાપીની પંક્તિઓ:

> તું માફ કર દિલદાર દેવાદાર છું,
> છે માફ દેવાદારને મારા સનમ!

પૃ. ૮૨. વસંતપ્રાર્થના

વસો અમ°: અમારી પ્રકૃતિ રૂપી કુન્દનને પ્રણયદાન રૂપી ચેહ–અગ્નિમાં કસો. લતાકુસુમ=પ્રજા. જીવને=જીવનમાં. અપત્યના પરિશીલનમાં, બચ્ચાંઓના ઉછેરમાં વિમલ ધર્મને પામજો.

પૃ. ૮૩. સાગર અને શશી

આજ મહારાજ°: ઈશ્વરને સંબોધન છે. અન્વય : ચન્દ્રનો જલ ઉપર ઉદય જોઈને મારા હૃદયમાં હર્ષ જામે છે, અને સ્નેહ-રૂપી ધન, જે કુસુમવનના વિમલ પરિમલ (સુગન્ધ) ના જેવો ગહન છે તે–નિજ–પોતાના–સ્નેહના ગગનમાં અર્થાત્ હૃદયમાં ઉત્કર્ષ પામે છે.

નવલ રસ° : ચન્દ્રને જ અહીં પરમાત્માનું નવીન રસવાળું ધવલ નેત્ર કહ્યું છે.

જલધિજલદલ° : અહીં જલધિનાં મોજાંને દલ એટલે પાંદડીઓ કહેલી છે અને તેના પર તરવરતા ચન્દ્ર પ્રકાશને ઝળકતી દામિની, સૌદામિની, વીજળી તરીકે વર્ણવ્યો છે.

### પૃ. ૮૫. પશ્ચાત્તાપ

છેલ્લી પંક્તિ : અને આ હું તારો દાસ, જેને એકવાર તારા નૂરની ઝાંખી પડેલ છે તે હું એ નૂરને ન ત્યાગું એમ માગું છું.

### પૃ. ૮૬. ચંદાને સંબોધન

તને હું° : તે એ=તે પણ. તે એટલે આ કાવ્યમાં જેને સાથી કહેલ છે તે, કવિનું દૂરસ્થ સ્વજન. —પ્રો. ઠાકોર

અને તવ° : હું તને એટલે ચંદાને જોવામાં વખત ગાળું છું. કોઈના સામું જોવું એટલે તે વ્યક્તિની આંખમાં જોવું, માટે કહ્યું છે કે તવ નેત્રમાં; એક જ અરીસા જેવી વસ્તુમાં બે વ્યક્તિઓ એક સાથે જુએ તો એક બીજાની આંખને જોઈ શકે, માટે કવિ કહે છે કે હે ચંદા તારા નેત્રમાં તે(સાથીના)નેત્રનું પ્રતિબિંબ જોવામાં હું જેમ વખત ગાળું છું તેમ તે સાથી મારી આંખનું પ્રતિબિંબ તારી આંખમાં જોવાને વખત ગાળે છે કે નહિ ?

સખી હું° : હું તો નથી ઊંઘી શકતો, સાથી ઊંઘી શકતો હોય તો ઘણું સારું.

### પૃ. ૯૦. સખીને આમન્ત્રણ

છાયા તરુવર તીર=તીરપરના તરુવરની છાયા. જુઓ 'રજાની માગણી' (પૃ. ૬૩) ઉપરનું ટિપ્પણ.

જીવનરૂપી જલ, તેની સ્ફટિક વિશદ વહેતી સુરસરિતા, તેના તીરપર તરુ, અને એનાથી શમતા મનુકુલના તાપઃ એ કલ્પના માટે જુઓ :

And he shewed me a pure river of water of life, clear as crystal, proceeding out of the throne of God and of the Lamb.

2 In the midst of the street of it, and on either side of the river, was there the tree of life, which bare twelve manner of fruits, and yielded her fruit every month : and the leaves of the tree were for the healing of the Nations.

The New Testament. Revelation.
c. xxii, 1–2.

પૃ. ૯૧. પ્રાર્થના અને પ્રતિધ્વનિ

નથી એકની નાથ હોડી : સરખાવો :

Let not them that wait on Thee, O Lord, God of hosts, be ashamed for my sake. Let not those that seek Thee be confounded for my sake, O God of Israel.

જુઓ પ્રો. નવલરામ ત્રિવેદીનો લેખ 'કાન્તની કવિતા'. ગુજરાત સાહિત્ય સભા. અમદાવાદ કાર્યવહી ૧૯૩૫. પૃ. ૧૦

પૃ. ૯૩. ધર્મ વિજય

છો સાતલાખ સવાર રક્ત સમુદ્રમાં સામે ધસે : બાઇબલના જૂના કરારના નિર્ગમનના આખ્યાનના ૧૪મા પ્રકરણમાં એવી

કથા છે કે મોઝીઝ અને ઇઝરાઇલ પ્રજા ઉપર ઇજિપ્તના લોકો ઘણો જુલમ કરતા હતા તેથી તે, ઇઝરાયલ પ્રજા સાથે, ઇજિપ્તથી એશિયા તરફ આવતા રક્તસમુદ્ર તરફ નાઠો અને તેને ઈશ્વરની મદદ હતી તેથી રકતસમુદ્રે તેને માગ દીધો. ઇજિપ્તના રથો અને સવારો તેની પછવાડે હતા તે સઘળા રકતસમુદ્રની હદમાં આવતાં હેરાન થઈ નાસી ગયા. એ કથાનો અહીં ઉલ્લેખ છે.

## પૃ. ૯૪. નવલ નિવેદન

સને ૧૯૧૨ના અરસામાં કર્તા જબલપુર પાસે નર્મદાના મૂળ તરફ ગયેલા અને ત્યાં થોડા દિવસ રહેલા. કર્તાને નાહવાનો અને તરવાનો ઘણો જ શોખ હતો અને નર્મદામાં પણ ત્યાં ખૂબ નાહેલા. આ કાવ્યમાં આ હકીકતનો ઉલ્લેખ છે. પણ એ અર્થ અહીં કેવલ ગૌણ રહેલો છે અને ઈશ્વરે જીવનજલમાં સ્નાન કરાવી કર્તાને નવીન ધર્મના સ્નાતક બનાવ્યા—તેમને દ્વિજત્વ આપ્યું એ અર્થ મુખ્ય છે.

શબ્દ સરોવર : ઈશ્વરના શબ્દ અર્થાત્ જ્ઞાન રૂપી સરોવર.

ભાખર : જીવનરૂપી ભાખર. જુઓ પવિત્ર ભોજન ઉપરનું ટિપ્પણ.

નારા : (સં) પાણી. અહીં જીવનરૂપી પાણી.
નર્મદા—નદી નર્મદા, જેમાં કર્તાએ સ્નાન કરેલું તે.

આ કાવ્યમાં નર્મદા શબ્દ પર શ્લેષથી તેમનાં પત્ની નર્મદા પણ ઉદ્દિષ્ટ હોય. અને તે સાથે 'શિવ' અને 'કરુણા' શબ્દોથી તેમના ધર્માનુયાયી 'શિવાભાઈ' અને 'કરુણાશંકર' પણ ઉદ્દિષ્ટ હોય.

પૃ. ૯૬. અપાવરણ પ્રાર્થના

અપાવરણ, સત્ય ઉપર આવી ગયેલું આવરણ દૂર કરવું.

**हिरण्मयेन°** એ ઈશોપનિષદનો મંત્ર છે.

સત્ય ધર્મદૃગર્થે=સત્ય ધર્મ જોવાને અર્થે, માટે.

પૃ. ૯૭. અનંત વાત્સલ્ય

અનંત વાત્સલ્ય એટલે ઈશ્વરનો મનુષ્ય તરફનો અનંત પ્રેમ. આ પ્રેમના દૃષ્ટાન્ત તરીકે એક 'લફંગા છોકરા' ની વાત નવા કરારના સંત લ્યૂકના–શુભવર્તમાનના ૧૫ મા અધ્યાયમાં આપેલી છે. કોઈ એક માણસને બે દિકરા હતા. તેમાંનો નાનો મજિયારો વહેંચી લઈ મિલકત એકઠી કરી પરદેશ જતો રહે છે અને ત્યાં લફંગાઇમાં બધો પૈસો ઉડાડી દે છે. તે ભૂખ્યે મરતો થાય છે ત્યારે તેને પિતા પાસે જવાનું સાંભરે છે. તે જાય છે અને પોતાનાં પાપો કબૂલ કરે છે એટલે પિતા તેના તરફ અનન્ત વાત્સલ્ય બતાવી માફી બક્ષે છે એટલું જ નહિ, પણ ખરું જીવન ખોઈ બેઠેલો પુત્ર પાછો ખરા જીવનમાં આવ્યો તેને માટે ઘેર ઉત્સવ કરે છે. આ કાવ્ય એ 'લફંગા છોકરા'ના ઉદ્‌ગારોનું છે.

પૃ. ૯૮. તારક સ્તોત્ર

તારક : ભવસાગરમાંથી તારણહાર.

આલ્ફા અને ઓમેગા : ગ્રીક વર્ણમાલાના પહેલા વર્ણનું નામ આલ્ફા છે અને છેલ્લાનું નામ ઓમેગા : એટલે આદિ અને અંત. મૂળ :—

To Jesus Christ be glory given,
By all on earth; by all in heaven :
Let his dominion wide extend,
His glorious kingdom never end.

For He of all that's good and true,
Is Alpha and Omega too,
The fount of life, the source of light,
The spring of every true delight.

Beginning, Ending, God and Man,
His inmost being none can scan;
But in his Human Form Divine
The first and last united shine.

Who is who was, who is to come,
Eternal infinite I AM;
The Lord Almighty God most high!
Amen let Heaven and Earth reply.

સરખાવો :—New Testament, Revelation. c. 1, 6, 8.

પૃ. ૧૦૩. અહીંથી શરૂ થતાં પ્રાસંગિક કાવ્યો અને તે પછી આવતાં ગાયનોના સંગ્રાહક શ્રી. મુનિકુમાર મણિશંકર ભટ્ટ છે.

પૃ. ૧૦૫. કલાપીને સંબોધન

૧૯૦૩માં કલાપીના કેકારવની પ્રથમ આવૃત્તિમાં બહાર પડ્યું.

સુરતા: સુર=દેવ. સુરતા=દેવપણું. સુરતાની વાડી=સ્વર્ગનું ઉદ્યાન. અહીં કલાપીનું ખરું નામ સુરસિંહજી હતું તે શબ્દ ઉપર શ્લેષ પણ છે.

ઊછળતા°: તારા ઉરસાગરમાં કેવા ઉલ્લાસો ઊછળે છે! તારી સોહાગણ જ્યોત્સ્નિકા સૌભાગ્યને ઝરે છે. અને તારાં નયનમાં નમણું–સૌમ્ય નિર્મલ હાસ્ય ઝળકે છે.

આંજે નેં: તેની સખી તેની આંખોને આંજે છે અને અજ-વાળે છે અથવા હે સખી! એ મોરલો આપણી આંખને આંજે છે અને અજવાળે છે, પ્રકાશવાળી કરે છે. તેથી આલમનાં નૂર—પ્રકાશરૂપે ઈશ્વરી પ્રેમ, અંતર ઉપર ઊઘડે છે. વળી તેની વાંસળી પણ હૈયાનાં હેતને વહેતી વાગે છે અને તેનો સ્વર આકા-શમાં અંદર અને દૂર સુધી જાય છે. દૂરમાં દૂર હૃદય સુધી પહોંચે છે અને તેના અંતરને સ્પર્શ કરે છે.

હેત હયાનાં° આ પંક્તિ કવિ ન્હાનાલાલની

હૈયાનાં હેત વહેતી વાંસળી વાગી!
વાંસળી વાગીને મારી છાતડી જાગી:
હૈયાનાં હેત વહેતી વાંસળી વાગી!

પંક્તિઓ ઉપરથી રચેલી છે. અને તેમાં કાન્તનું કમનીયત્વ સ્પષ્ટ દેખાઈ આવે છે. પ્રથમ આ પંક્તિ અવતરણમાં મૂકેલી હતી.

નન્દનવનના અર્થાત્ ઉપર કહી તે સુરતાની વાડીના પ્રાસા-દોની ટોચથી એ કલાપીની મધુર કેકા આજે કેવી ઉભરાય છે! અને એ કેકા નન્દનવનની સુરભી–સુગન્ધને પણ સાથે લઈને સંસારમાં સરતી આવે છે અને અંતર—હૃદયનાં દ્વારો ઉપર ગીતાની પેઠે અથડાય છે.

તત્° તે સવિતાના વરેણ્ય ભર્ગ, ઉત્તમ તેજનું અમે ધ્યાન ધરીએ છીએ, એવો ગાયત્રીનો જૂનો ઉપદેશ છે. તે ઉપદેશ, કલાપીની કેકાની મારફત આજે અન્ય પ્રકારે આવે છે; તેના તરફ આ માથું અને તે સાથે સર્વ આત્મતંત્ર પણ નમે છે: અથવા એ મંત્રનો અર્થ, નવીન ધર્મના ઉપદેશ પછી હું અન્ય પ્રકારે સમજું છું અને તેના તરફ મારૂં માથું અન્ય પ્રકારે નમે છે, વગેરે.

પૃ. ૧૦૬ હિન્દ પર આશીર્વાદ

પ્રસિદ્ધ ૧૯૧૨, ધ યુનિયન ડિબેટિંગ સોસાયટીના સોશિયલ ગેધરિંગને પ્રસંગે.

પૃ. ૧૦૭. પરિષત્સત્કાર

પ્રસિદ્ધ ૧૯૧૬, લોહાણા કોનફરન્સને પ્રસંગે.

પૃ. ૧૦૮. હિંદમાતાને સંબોધન

પ્રસિદ્ધ ૧૯૨૨, ભાવનગરશહેરસમિતિમાં પ્રસંગોપાત્ત ગાવા માટે રચેલું.

પૃ. ૧૧૧. હૃદયગીતા

કોઈ નાટક માટે લખાયેલું નથી. ૧૯૦૭–૦૮માં એક કાર્ડબોર્ડ ઉપર છપાયેલું.

પૃ. ૧૧૨. ૧૧૩. કાંતાની પ્રાર્થના, સ્મરદશા.

બન્ને ૧૯૧૩માં લખાયેલી. ઝાલિમ ટુલિયાના નાટકમાં જુલિયાની ઉક્તિઓ છે.

પૃ. ૧૧૪ થી ૧૧૮. ફકીરી, વિરહાનલ, રાસ, છેલ્લું આલિંગન.

૧૯૦૮માં લખાયેલા સલીમશાહ નાટકનાં આ સંગીતકાવ્યો છે. ૧ લું, ૨ જું અને ૪ થું કાવ્ય અસ્રુમતિની ઉક્તિ છે અને ત્રીજું અસ્રુમતિ અને માણેક વચ્ચેનો સંવાદાત્મક રાસ છે.

પૃ. ૧૧૯. આ પરિશિષ્ટ બીજી આવૃત્તિમાં ઉમેરેલું છે.

પૃ. ૧૨૧. સ્મિતપ્રભાને

પૂર્વકાલનું અપૂર્ણ છે. શ્રીયુત જ. ન. ભટ્ટને જેટલું મોઢે યાદ રહેલું તેટલું ઉતારી પ્રગટ કર્યું છે. કાન્ત પોતે પણ એકવાર બોલેલા.

પૃ. ૧૨૨. સૃષ્ટિસૌન્દર્યથી મન ઉપર થતી અસર

આ અને આ પછીનું ‘સ્વર્ગગંગાને તીર’ એ બન્ને કાવ્યો સ્વ. હરિલાલ ઝીણાભાઇ ભટ્ટ ઉપરના પત્રોમાંથી લીધેલાં છે. બંને પહેલાંનાં છે.

પૃ. ૧૨૬. સ્વર્ગગંગાને તીર

રસા=પૃથ્વી.

પૃ. ૧૨૭. મર્ત્યત્વદાહ: મર્ત્યત્વ=મનુષ્યપણું. મનુષ્યને, મનુષ્યની મર્યાદાઓને લીધે, જગતનાં દુઃખોને લીધે, જે દાહ લાગે છે તે દાહ.

પૃ. ૧૨૮. ચક્ષ્વપાઙ્ગ=ચક્ષુ–આંખ તેનો અપાંગ, ખૂણો. મૂળ સંસ્કૃત चक्षुः નું સમાસમાં ‘ચક્ષુ’ કર્યું છે તે ભાષાની છૂટ છે.

પૃ. ૧૩૦. પ્રિયા કવિતાને આશ્વાસન

કવિતાને મથાળું હતું નહિ. કાન્તમાળામાં આ મથાળું યોજાયેલું. (પૃ. ૨૭૯–૮૧) અરર જીવિત આમ ભલે જતું: એમાં ‘આમ’ એટલે ત્હમારી બાજુમાં, બીજાઓની આગળ જઈ જઈને તેમનાં ટીકાવેણ સાંભળવાનાં નહીં.

પૃ. ૧૩૧. મફત નિર્બળતા એટલે કશા મોબદલા વિનાની એકલી નિર્બલતા.

પણ તમને પ્રિય મુક્ત હું કરૂં છું: એટલે નિર્બલતા અને ગુણહીનતા અને સાથે માન મેળવવાની અતિ લોભિયણ ઇચ્છા, એ દોષ મ્હારા જ છે, ત્હમારા નહીં, હું મરૂં છું એ દોષોને લીધે, ત્હમારે જરા મનમાં ન આણવું.

ધડક ધડક થાય હાય છાતી:—છાતી તે એની.

પૃ. ૧૩૨. ઉભય એટલે તું અને મારી પ્રિયા બે ય.

પૃ. ૧૩૪. સામ

સામ ( psalm ) એટલે પવિત્ર ગીત. ‘ જૂના કરાર ’ નો એ એક ભાગ છે.

અસલ સામ નીચે પ્રમાણે છે.

4 Shew me thy ways, O Lord; teach me thy paths.

5 Lead me in thy truth, and teach me: for thou art the God of my salvation; on thee do I wait all the day.

Psalm 25. 4–5

પૃ. ૧૩૬. આંતર સપ્તપદી

સપ્તપદી એટલે સાત પંક્તિનું ગીત.

પૃ. ૧૩૭. નયનપ્રાર્થના

નયનઃ ની (સં) દોરવું એ ઉપરથી નયન એટલે દોરવા સંબંધી પ્રાર્થના.

પૃ. ૧૪૦. સ્નેહગીત.

મથાળું નવું યોજેલું છે.

પૃ. ૧૪૪. પદ

विश्वानि देव सवितुर्दुरितानि परासुव।
यद्भद्रं तन्न आसुव।

એ સૂર્યની વૈદિક પ્રાર્થના ઉપરથી.

પૃ. ૧૪૫. કુસુમની બિમારી

કાન્તનાં બીજાં પત્ની સૌ. નર્મદાની માંદગીને પ્રસંગે લખાયેલું ઈ. સ. ૧૯૦૪.

પૃ. ૧૪૬. પતિપત્ની સંવાદ

ઝાલિમ દુલિયામાં કોલ્લેટાઈન તથા લુક્રેશિયા વચ્ચેનો.

પૃ. ૧૪૮. શાસ્ત્રોપદેશ

સંગીતમાલા નામના સંગ્રહમાંથી.

પૃ. ૧૪૯ થી ૧૫૩. કાન્તાનો ઉલ્લાસ, કાન્તની સ્મરદશા, કાન્તાની સ્મરદશા, કાન્તને સંબોધન.

ચારે ય સલીમશાહ નાટકનાં સંગીતકાવ્યો છે. પહેલું, ત્રીજું, ચોથું અશ્રુમતીની ઉક્તિઓ છે અને બીજું સલીમશાહની.

પૃ. ૧૫૫. અંતિમ પ્રાર્થના

કાશ્મીરમાં લખાયેલું, કવિના અવસાન પહેલાંના અઠવાડિયામાં. કાન્તના આ અંતિમ ઉદ્‌ગારો છે.

મૂળ કાવ્યને મથાળું નહોતું. કાન્તમાળામાં આ મથાળાથી તે છપાયું છે.

# ટિપ્પણ પરિશિષ્ટ

## 'ચક્રવાક મિથુન' સંબંધી શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથના વિચારો

*
*.*

માનવ અને પ્રભુ વચ્ચેના પ્રેમભાવને romance નું સ્વરૂપ આપવામાં સૂફીવાદની દૃષ્ટિ જેવી જ દૃષ્ટિથી એક ઉચ્ચ કવિત્વ-કલ્પના આજથી એકત્રીસ વર્ષ ઉપર એક ગુજરાતી કાવ્યમાં પ્રગટ થઈ હતી. એ દૃષ્ટિ એ કાવ્યમાં કોઈ વિવેચકે પારખી હોય એમ જણાતું નથી. "ચક્રવાકમિથુન" નામનું રસિક, સમર્થ, કાવ્ય (રા. મણિશંકર ભટ્ટની કવિત્વશક્તિનું ફળ) ઇ. સ. ૧૮૯૦માં 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ થયું હતું. હેના ઉપર 'સેહેની' એ તખલ્લુસથી એક વિદ્વાન્ ગૃહસ્થે ટીકા પણ આપી હતી. (સેહેની=બ. ક. ઠાકોર એ હવે પ્રસિદ્ધ રહસ્ય છે.) ચક્રવાક પક્ષીને શાપ છે કે એ પક્ષીનાં નરમાદાએ રાત્રિસમયે વિયોગ ખમવો. આ કાવ્યમાં એ પક્ષીના યુગ્મનો દિવસ સમયનો પ્રેમ-વિહાર પ્રથમ વર્ણવ્યો છે; એ વિહારમાં—

> "વિરહસંભવને વૉસર્યાં હતાં,
> બન્નેં નિરંકુશ બેય ફર્યાં હતાં."

(માનવ પ્રાણી પણ મૃત્યુની તિમિરાવૃત રાત્રિ પડતાં થનારા પરસ્પર વિયોગનો સંભવ ભૂલી જઈ જીવન્તદશામાં કેવળ વિહારમાં જ મગ્ન રહે છે—તે ઉપર કાંઈક આડો કટાક્ષ અહીં જણાય છે; પરન્તુ એ આખા કાવ્યના મુખ્ય ધ્વનિથી કાંઈક અસંબદ્ધ છે). પરન્તુ સૂર્યાસ્તનો સમય સમીપ આવતાં

"જાગ્યાં પ્રેમી વિરલ સુખની મોહનિદ્રા મહિંથી"

અને

"જવનિકા ત્રુટતાં સ્મૃતિનાશની
સમીપ મૂર્તિ ઊભી વિધિપાશની."

આ હાલતમાં પ્રેમબદ્ધ યુગલને નવી યુક્તિ સૂઝેછેઃ સૂર્યનું તેજ લુપ્ત નથી થયું હેવા ઊંચા ઊંચા આકાશપ્રદેશમાં એ બન્ને ઊડવા લાગે છે:

"મિથુન એહ ચઢે અવકાશમાં,
સ્થિતિ કરે દિનતેજસકાશમાં;"

અને

"ધીમે ધીમે ગતિ કરી જતા પશ્ચિમે સૂર્ય જેમ,
ઊડી બન્ને ગ્રહણ કરતાં ઉન્નત સ્થાન તેમ."

આ ફાંફાં ક્યાં સુધી નભવાનાં હતાં? ચક્રવાકીને એક નવીનતર, અપૂર્વ, યુક્તિ–ઇચ્છા–સ્ફુરી:

"શાને હાવું–નહિં નહિં જ રે આપણે હાય ર્‌હેવું:
ચાલો હેવા સ્થલ મહિં, વસે સૂર્ય જે'માં સદૈવ,–
હાનાથી કૈં અધિક હૃદયે આર્દ્ર જ્યાં હોય દૈવ."

પરન્તુ અશક્ય તરફ આંખ્ય મીંચનારી આ સરલાના શબ્દોના ઉત્તરમાં ચક્રવાક કહે છે:

"લાંબા છે જ્યહાં દિન, પ્રિયસખી! રાત્રિએ દીર્ઘ ત્હેવી,
આ ઐશ્વર્યે પ્રણયસુખની હાય આશા જ કેવી!"

એમ કહી એક જ માર્ગ દીઠોઃ

"અવર કાંઈ ઉપાય હવે નથી,
વિરહજીવન સંહરિયે મથી.

ગહનમાં પડિયે દિન દેખતાં,
નયન મીચીં કરી દઈ એકતા."

આમ વિરહ, જીવન બન્નેનો અંત આણવા માટે (કે વિરહ-ભરેલા જીવનનો, અંત આણવા માટે) આ પ્રેમી યુગ્મ મૃત્યુના ગહનમાં, દિન દેખતાં જ (દિવસનું તેજ છતાં જ—એટલે જોડાયલાં રહીને જ), મૃત્યું અને રાત્રિ બન્નેના પરિણામ ના જોવા માટે આંખ્ય મીંચીને એકતાં કરીને (સંયુક્ત રહીને જ) મૃત્યુના ગહનમાં, પડે છે.

હવે છેવટના ભાગમાં કાવ્યના મુખ્ય ધ્વનિનો સંદિગ્ધ પ્રશ્ન ઉપસ્થિત થાય છે:

"પાછું જોતાં દ્વિજયુગલને અન્યથા થાય ભાસ,
ઊંડું ઊંડું દિનકર સમું કૈંક દેખાય હાસ."

અદ્‌ભુત! મૃત્યુ અને રાત્રિના અન્ધકારમાં પ્રવેશ થવાને બદલે અણધાર્યો ઊંડા ઊંડા તેજોમય પ્રદેશમાં પ્રવેશ થાય છે.

અને આનંદપૂર્ણ ચક્રવાકમિથુન ઉદ્‌ગાર કરે છે:

"આહા! આહા! અવર દુનિયાં! ધન્ય—
(વિરહ, રજની, વિનાની બીજી જ જ્યોતિર્મય દુનિયાં દીઠી)—
એ બોલતાંમાં
નીચે નીચે ઊતરીં પડતું વેગથી દંપતી ત્યહાં."

છતાં—

"અધિક એહ પ્રકાશ, થતો જતો,
જવ જનાર તણો વધતો હતો.
અમિત એ અવકાશ તણી મહિં,
કયહિં જ ચેતન એક દિસે નહિં."

આ સ્થિતિ શી? હેનો ધ્વનિ શો? વ્યંજના શી? રા. રમણભાઇ આમ વ્યંગ્યદર્શન કરે છેઃ—

"અંતે અજ્ઞાત 'ગહન' માં 'અન્યથા ભાસ દેખતું' 'વેગથી પડતું દંપતી' 'અમિત અવકાશમાં' લીન થઇ જાય છે. કવિનો અન્ત્યભાવ અજ્ઞાત જ રહે છે."*

કાવ્યના સમાપ્તિના બે શ્લોકો વિષે "સેહેની" કહે છેઃ—

"કવિતા દેવીએ કરેલાં દિવ્ય લોચનથી કવિને જુદોજ આભાસ થાય છે. ('દ્વિજયુગલને' ભાસ થયો કવિએ કહ્યોછે તે કવિની કલ્પનાને થયેલો જ ભાસ ગણવો?–ગણીશું) મનવાંછિત ચિત્તહારક રસતેજપૂર્ણ એક નવીન 'દુનિયાં'માં આ 'સ્નેહબાલ ચક્રવાકમિથુન' પૂર્ણ આવેગથી દાખલ થઇ જતું હોય એમ ત્હેને ઘડીભર જણાય છે."

"પણ"—(અહિં "સેહેની"નું વ્યંગ્યદર્શન મ્હને સંતોષ આપતું નથી; પણ હેમનું સાંભળી લઇયે;—"પણ")–

Adieu, the fancy cannot cheat so well,
As she is famed to do, deceiving elf."

"કવિતા દેવીનો હાથ જ્યહાં મસ્તક ઉપરથી ખશી જાયછે, આંખ્યો બંધ કરીને જ્યહાં પાછી ઉઘાડે છે, ત્યહાં ત્હેની ખાત્રી

* "કવિત્વરીતિ" "કવિતા અને સાહિત્ય," પૃ. ૬૨.

રા. બ. ક. ઠાકોર ("સેહેની") કંઇક ઊંડી વિગતમાં ઊતરે છે અને અન્ય ધ્વનિ બતાવે છે:

"ચક્રવાકદંપતીને કવિયે મનુષ્ય પ્રેમની મૂર્તિરૂપ કલ્પ્યુ છે, અને એ દંપતીનો અનિવાર્ય વિયોગ મનુષ્યચિત્ત અને મનુષ્ય સૃષ્ટિક્રમ વચ્ચેના વિરોધનું ઘણું વધારેલું બિમ્બ છે."

થાયછે કે એ દેખાવ તો ફક્ત એક ઇન્દ્રજાલ હતું."

શું કવિતા તે ઇન્દ્રજાલ ફેલાવનારી ઠગારી?

કવિતાએ આપેલાં દિવ્ય લોચન ઇન્દ્રજાલ, વસ્તુતઃ અસત્ય માયા, પ્રગટ કરે? કવિતાદેવીનો હાથ મસ્તક ઉપરથી ખશી જતાં, **સત્ય**ની ખાત્રી થાય? એમ હોય તો દિવ્ય સત્યનું દર્શન સૂક્ષ્મ પ્રવેશથી કરનારી, અને અલૌકિક શક્તિથી હેનું પ્રદર્શન કરાવનારી કવિતાને ધુતારી ઠરાવીને રસિક તત્ત્વદર્શનના રાજ્યમાંથી દેઢફજેતી કરીને હાંકી કાઢવી જોઇયે.

***

મ્હને તો આ અદ્ભુત કાવ્યમાં હેના સમાપનમાં જુદો જ ધ્વનિ, અને દિવ્ય સત્ય સ્થાપનારો ધ્વનિ સંભળાય છે. પેલા ચક્રવાકમિથુને આત્મઘાત કર્યો કે નહિ તે સ્પષ્ટ નથી; પરન્તુ તેમ થઈને મૃત્યુપારની નવી સનાતન ભૂમિનું દર્શન હેમને થયું, અને સતત જ્યોતિથી ભરેલા પ્રદેશમાં પ્રવેશ હેમણે કર્યો;

"ત્ય્હાં તો ચિરલગી
તણાયા જાવાનું સુખસરિત માંહિ—"

ચક્રવાકમિથુનને અન્યથા ભાસ થયો હતો તે સત્ય સ્થિતિ તજીને અસત્યનો નહિ, પણ મૃત્યુના ગહનમાં પડયાની અસત્ય સ્થિતિ તજીને જ્યોતિર્મય ભૂમિમાં પ્રવેશની સત્ય સ્થિતિનો. અને એ અસત્ય ભાસ ન્હોતો તે કવિના છેવટના શ્લોકના પૂર્વાર્ધમાં પ્રગટ થાય છેઃ

"અધિક એહ પ્રકાશ થતો જતો
જવ જનાર તણો વધતો જતો."

અને એ અસીમ અવકાશમાં જ્યોતિ જ જ્યોતિ–બીજું કાંઈ નજરે પડતું જ ન્હોતું;

"અમિત એ અવકાશ તણી મહિં
ક્યહિં જ* ચેતન એક દીસે નહિં."

કોઇ પણ ચેતન વ્યક્ત રૂપે જણાતું જ ન્હોતું; જ્યહાં એ ચક્રવાકમિથુન પણ વિલીન થઈ ગયું; કેમકે

ના જ્યોતિથી ભિન્ન દીસે જ કાંઈ
આ પેર જો ! પ્રકૃતિ ડૂબી પુરુષ માંહિ !×

***

પરન્તુ એક બીજો મુખ્ય ધ્વનિ હું સાંભળું છું તે કહું. ચક્રવાકનું યુગ્મ તે **જીવાત્મા** અને **પરમાત્મા**; જે'ને ઉપનિષદ્‌માં **द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते** કહીને વર્ણવ્યાછે તે; એ બેનો સંબંધ સૂફીવાદે કલ્પેલો પ્રેમનો જ સંબંધ આ કાવ્યમાં ચક્રવાકના નરમાદાના સંબંધથી દર્શાવ્યો છે; અજ્ઞાનરૂપી અંધ રજનીમાં એ બે પ્રેમીઓનો વિયોગ થાયછે; એ રજનીનું તિમિર જતાં જ્ઞાનજ્યોતિ પ્રગટે છે અને બન્નેનો સંયોગ થવો શક્ય છે; માટે જ સંયોગદશા વખતે બન્ને ફરીથી વિયોગ ના થાય એ

* "પૂર્વાલાપ"માં 'ક્યહિં અચેતન એક દિસે નહિં' એમ પાઠ છે. (મૂળ બુદ્ધિપ્રકાશમાં 'જ ચેતન' હતું) આ નવો પાઠ વધારે સારો છે,—સર્વત્ર ચેતનની જ રેલ હતી—એ અર્થ છે.

[ અર્થાત્ શ્રીયુત **નરસિંહરાવભાઇના** મત પ્રમાણે જૂના અને નવા પાઠનો એક જ અર્થ થાય છે અને નવા પાઠથી એ અર્થ વધારે સ્ફુટ થાય છે. સંપાદક]

× "દિવ્ય ગાયકગણ"—છેલ્લો શ્લોક 'હૃદયવીણા'

પ્રબલ ઇચ્છાથી સનાતન જ્યોતિર્મય પ્રદેશમાં પ્રયાણ કર્યાં કરીને જ્યોતિષ્પ્રવાહમાં અટળ સહચાર સાધે છે. આ ધ્વનિમાં સૂફીવાદની કલ્પનાને સુઘટિતસંસ્કાર અપાયલા હું જોઉં છું. એ જ્યોતિઃસિદ્ધ સહચારમાં

"અધિક એહ પ્રકાશ થતો જતો
જવ જનાર તણો વધતો જતો."

પૂરવણી—

'ચક્રવાકમિથુન' કાવ્યના આ ધ્વનિશ્રવણમાં મ્હને અણધારી પુષ્ટિ એક દિશામાંથી મળી છે. મણિશંકર ભટ્ટના આ કાવ્યનું પ્રેરણાબીજ किमिह° [જુઓ ટિપ્પણ પૃ. ૧૯૪] એ સંસ્કૃત શ્લોકમાંથી મળ્યું હો વા ન હો. પરંતુ રા. રામનારાયણ પાઠકે નાવ્હેમ્બર ૧૯૨૯માં એક વાત કહેલી કે બાવાઓ હમેશાં ભજનો આરમ્ભતાં પ્હેલાં એક દુહો ગાય છે કેઃ—

સાંઝ પડે દિન આથમે ચકવી બૈઠી રોય:
ચકવા! ચલો વહાં જાઇયેં જિહાં રૈન નવ હોય.

આ બાવાઓના ભજનિયાંના ભોગી મણિશંકરને વિદિત હોઈ હેમના અનુપમ કાવ્યનું સૂક્ષ્મ બીજ હોઈ, તેટલા ઉપરથી સુન્દર કલ્પનાદર્શનથી એ કાવ્યનો વિકાસ થયો હોય—આમ મ્હારો તર્ક છે. પણ મ્હારા ધ્વનિદર્શન માટે તો વક્તવ્ય બીજું છે. બાવાઓનાં ભજનોમાં આ મંગલદુહો શા માટે વપરાતો હશે? એ ભજનોની પછાડી પ્રેરણાબળ જીવાત્મા અને પરમાત્માના સંબન્ધનું—અદ્વૈતમતથી છંટાયલા ભક્તિભાવ-જનિત સંબન્ધનું—હોવાનો સંભવ છે. તો આ દુહાથી અજ્ઞાત-રૂપે વિકાસ પામેલા 'ચક્રવાકમિથુન'ના સમાપન પ્રસંગમાંનું

મ્હારું ધ્વનિદર્શન—ચક્રવાકમિથુન તે જીવાત્મા પરમાત્માનું યુગલ અને રજનિ તે અજ્ઞાનતિમિર પ્રસારનારી માયા એ ધ્વનિદર્શન—છેક તરંગવૃત્તિજનિત નહિં જણાય એમ લાગે છે.

૧૮-૪-૩૨ એટલું સાધારણ [illegible] માટે [illegible] પણ કાવ્ય માટે [illegible].

ન. ભો.

વિવર્તલીલા પૃ. ૭૫-૮૧

❀

# શુદ્ધિપત્ર

| પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૦ | રડત | ડરત |
| ૫ | ૧૧ | કેને ! | કેને ? |
| ૭ | ૬ | હાય ! હાય ! | હાય ! |
| ૮ | ૮ | અષાઢી | આષાઢી |
| ૧૦ | ૧૦ | મારા | માહરા |
| ૧૧ | ૧૩ | હૃદયને | હૃદય ને |
| ૧૪ છેડેથી | ૨ | ક્યાંથી | ક્યાં |
| ૧૯ | ૩ | સરિતા | સરિત |
| ૨૦ | ૬ | માદ્રા | માદ્રી |
| ,, | ૧૪ | બહાર | બ્હાર |
| ૨૬ | ૧ | થતાં | થાતાં |
| ૩૧ | ૧૦ | તપ | તમ |
| ૩૨ છેડેથી | ૭ | મૌગ્ધ | મૌગ્ધ્ય |
| ૩૭ | ૭ | વિવિધ | વિવિધ શી |
| ,, છેડેથી | ૪ | અટકતો, | અટકતો |
| ૩૯ | ૩ | નિકાલે | નિહાલે |
| ૪૧ છેડેથી | ૮ | સ્નેહોમિથી | સ્નેહોર્મિથી |
| ૫૭ છેડેથી | ૨ | ફરીને | ફરીને |
| ૬૦ | ૭ | દેવી | કેવી |
| ૬૩ | ૨ | હાવા | હાવાં |
| ,, છેડેથી | ૨ | તું | તો |
| ૬૪ | ૮ | તે | તેં |

| પૃ. | | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૬૯ | છેડેથી | ૨ | એકબીજાનાં | એકાબીજાનાં |
| ૭૨ | | ૪ | સહુ | સહું |
| ૮૩ | | ૭ | સામે | શામે |
| ૧૦૫ | છેડેથી | ૨ | સાથ | સાથે |
| ૧૧૧ | છેલ્લી | | મીપ | સમીપ |
| ૧૨૩ | | ૮ | ખરું ? | ખરું ! |
| ૧૨૫ | | ૪ | (ગીત) | (ગીતિ) |
| ૧૬૯ | છેડેથી | ૩ | થતા હતા. | થતા હતા, તદ્રૂપ થતા હતા, |
| ૧૭૨ | છેડેથી | ૪–૩ | ઉપર...કોલાહલ | (ઉપર...કોલાહલ) |
| ૧૭૪ | છેડેથી | ૮ | શયન | શમન |
| ,, | છેડેથી | ૮–૭ | વિકારક્ષોભ...નિશ્ચય | (વિકારક્ષોભ...નિશ્ચય) |
| ,, | | ૭ | ‘સ્હવાર’ શબ્દ | ‘સ્હવાર’ એટલો જ શબ્દ |
| ,, | | ૩ | ૧૩૨ | ૧૩૩ |
| ૧૭૫ | | | महाभारत | महाभारत |
| ૧૭૭ | | ૯ | કુસુમમાળાની | કુસુમમાળામાંની |
| ,, | છેડેથી | ૬ | વિષયની | વિષયાધિકરણની |
| ૨૧૪ | છેડેથી | ૫ | ૯૭ | ૯૦ |
| ૨૨૭ | | ૮ | ૧૯૧૨ | ૧૯૦૯ |

# અર્વાચીન કાવ્ય ગ્રંથાવલિ

મહાગુજરાતના માનીતા કવિઓના અમારા તરફથી
પ્રકાશિત થયેલાં તથા સોલ એજન્સીનાં કાવ્યસંગ્રહો

| | | |
|---|---|---|
| *૧ કાવ્ય મંગલા | સુન્દરમ્ | ૧-૮-૦ |
| *૨ ગંગોત્રી | ઉમાશંકર જોષી | ૧-૮-૦ |
| *૩ યુગવંદના | ઝવેરચંદ મેઘાણી | ૨-૦-૦ |
| *૪ અર્ઘ્ય | સ્નેહરશ્મિ | ૨-૦-૦ |
| ૫ નિહારિકા | રમણલાલ દેસાઈ | ૨-૦-૦ |
| ૬ ઈલા કાવ્યો | ચન્દ્રવદન મહેતા | ૨-૦-૦ |
| *૭ રતન | ચન્દ્રવદન મહેતા | ૧-૮-૦ |
| ૮ કાશ્મલનનાં કાવ્યો | કાશ્મલન | ૦-૮-૦ |
| ૯ દીપશિખા | અમીદાસ કાણકિયા | ૧-૮-૦ |
| ૧૦ રસિકનાં કાવ્યો | આવસત્થી | ૧-૮-૦ |
| ૧૧ ખંડિત મૂર્તિઓ | ઈન્દુલાલ ગાંધી | ૧-૦-૦ |
| *૧૨ લલિતનાં બીજાં કાવ્યો | લલિતજી | ૦-૧૨-૦ |
| *૧૩ હૃદયવીણા | નરસિંહરાવ દીવેટિયા | ૧-૪-૦ |
| ૧૪ વસુધા | સુન્દરમ્ | ૨-૦-૦ |
| ૧૫ નિશીથ | ઉમાશંકર જોષી | ૨-૦-૦ |
| ૧૬ ઈન્દ્રધનુ | સુંદરજી બેટાઈ | ૨-૦-૦ |
| ૧૭ આરાધના | મનઃસુખલાલ ઝવેરી | ૨-૦-૦ |
| *૧૮ જ્યોતિરેખા | સુંદરજી બેટાઈ | ૧-૦-૦ |
| *૧૯ પૂર્વાલાપ | કાન્ત | ૨-૦-૦ |

## બાલકો માટે

| | | |
|---|---|---|
| *૨૦ નવાં ગીતો ભા. ૧ | ત્રિભુવન વ્યાસ | ૦-૬-૦ |
| *૨૧ નવાં ગીતો ભા. ૨ | ત્રિભુવન વ્યાસ | ૦-૮-૦ |
| ૨૨ ટ્હૌકા | દેશળજી પરમાર | ૦-૫-૦ |
| *૨૩ પગલાં ભા. ૧ થી ૪ | રમણલાલ સોની (દરેકના) | ૦-૫-૦ |
| *૨૪ સોમાભાઈનાં કાવ્યો | સોમાભાઈ | ૦-૫-૦ |

## રાસનાં બે અમૂલ્ય પુસ્તકો

| | | |
|---|---|---|
| ૨૫ ગીત માધુરી | મનુભાઈ દેસાઈ | ૧-૪-૦ |
| ૨૬ રાસકુંજ | શાંતિ બરફીવાળા | ૧-૮-૦ |

*ફૂદડીવાળાં કાવ્યસંગ્રહો સ્કૂલોમાં તથા કોલેજમાં ટેક્સ્ટબૂક તરીકે ચલાવાય છે.

સોલ સેલિંગ એજન્ટ્સ,

**આર. આર. શેઠની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.**